ગુજરાતીના ગ્રાહકોને ભેટ.

જોન્સનકૃત

આબિસિનિયાના રાજપુત્ર

# રાસેલાસની કથા

નોટ, ચિત્રો તથા ડા. જોન્સનના

જન્મવૃત્તાંત સહિત.

છપાવનાર

"ગુજરાતી"ના માલીકો.

મુંબઈ:-

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ.

૧૮૮૬.

કીંમત રૂ ૧).

# "VANITY OF HUMAN WISHES."

"Where, then, shall Hope and Fear their objects find?
Must dull Suspense corrupt the stagnant mind?
Must helpless man, in ignorance sedate,
Roll darkling down the torrent of his fate?
Must no dislike alarm, no wishes rise,
No cries attempt the mercy of the skies?—
Inquirer, cease; petitions yet remain
Which Heaven may hear; nor deem religion vain.
Still raise for good the supplicating voice,
But leave to Heaven the measure and the choice;
Safe in His power, whose eyes discern afar
The secret ambush of a specious prayer.
Implore His aid, in His decisions rest
Secure, whate'er He gives, He gives the best.
Yet when the sense of sacred presence fires,
And strong devotion to the skies aspires,
Pour forth thy fervours for a healthful mind,
Obedient passions, and a will resigned;
For love, which scarce collective man can fill;
For patience, sovereign o'er transmuted ill;
For faith that panting for a happier seat,
Counts death kind Nature's signal of retreat.
These goods for man the laws of Heaven ordain;
These goods He grants who grants the power to gain;
With these Celestial Wisdom calms the mind,
And makes the happiness she does not find."

સ્વર્ગવાસી

## ઠા. મથુરાદાસ લવજી.

વેપારી વ્યવહારી છતાં વિદ્યાના શોખીન, સ્ત્રી કેળવ-

ણીના આગ્રહી હિમાયતિ, પાખંડ ધર્મના ધ્વંસને

અર્થે તન મન અને ધનથી અહોનિશ મથનારા

અને

નીડર અને સુદૃઢ સુ-ધારાવાળા તરીકે અંતકાળ સુધી

ધરેલા ટેકની યાદગારીમાં

સુખ વિષે પરમોત્તમ જે આ,

વિદ્વાન ડા. જોન્સનનો મહાપ્રસાદ

તે પ્રકટ કર્ત્તા તરફથી

શોકાર્ત્ત હઇડે

અર્પણ કરું છું.

# "મનુષ્ય મનોરથનું મિથ્યાપણું."

ત્યારે આશા ને ભીતિ એ બેઉને વિષય તે ક્યાં મળશે? મનુષ્ય-ના મૂઢ મને અંદેશામાં ને અંદેશામાં કોહ્યાં કરવું શું? નિરાધાર માણસે ઘોર અજ્ઞાનને લીધે નસીબના ઓઘમાં તણાતાં તણાતાં આમ તેમ આથડીયાં માર્યાં કરવાં શું? શું વિરક્તિથી ભયાકુલ થવું નહિ ને ઈચ્છાને પોતાના હૃદયમાં ઠામ આપવો નહિ? શું ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરી તેની દયા માગવી નહિ? મનુષ્ય, જરા થોભ; સઘળા રસ્તા કાંઈ બંધ થયા નથી. હજુ પણ કેટલીક બાબત એવી રહેલી છે કે જે સંબંધની તારી પ્રાર્થના ઈશ્વર સાંભળશે; ધર્મ વ્યર્થ છે એવું સમજીશમા. ઈશ્વરની નમ્રભાવે પ્રાર્થના કર; પણ તારી કઈ પ્રાર્થના સ્વીકારવી તથા તેને શી રીતે બર આણવી એ ઈશ્વરનીજ મરજી ઉપર સોંપજે; કારણ, તારી પ્રાર્થનામાં શો મુદ્દો છૂપો વસેલો છે તે ઝટ નીરખવાને તેની દૃષ્ટિ સમર્થ છે. ઈશ્વરનું સાહાય્ય માગી તેના નિર્ણય વિષે બેલાશક નિશ્ચિંત રહેજે; કારણ, તે જે જે આપે છે તે સઘળું તારા સારાને માટેજ છે. તથાપિ જ્યારે ઈશ્વરનું પુણ્યમય અસ્તિત્વ તારા હૃદયને વિષે રમણ કરતું થઈ તારામાં સબળ પૂજ્ય બુદ્ધિનો આવિર્ભાવ થાય ત્યારે તારી ઉત્કંઠાને ઉદ્‌ગાર આપી પ્રાર્થના કરી માગજે કે તારું મન સદૈવ નિર્દોષ રહે; તારા મનોવિકારો તારે આધીન વર્તે; વૈરાગ્યની વૃત્તિ તારામાં વાસો કરે; ઈશ્વરને વિષે તારામાં એટલો બધો પ્રીતિભાવ ઉત્પન્ન થાય કે આખા વિશ્વના પ્રેમના સમૂહ પણ તેની આગળ તુચ્છ લેખાય; એવી સહનશીલતા તારા વિષે પ્રવર્ત્તમાન રહે કે ગમે તેવી વિપત્તિ પડે તોપણ તેના ઉપર તે પોતાનો પ્રભાવ દાખવી શકે; એવી શ્રદ્ધા તારામાં નિવાસ કરે કે હાલની સ્થિતિના કરતાં વિશેષ સુખથી ભરપૂર એવી સ્થિતિને માટે તલસતાં તે મૃત્યુને પણ પોતાનો મિત્ર ગણી લે. ઈશ્વરે મનુષ્યને માટે આ સુખો નિર્મિત કર્યા છે અને એ સુખો આપણને તેજ આપે છે કે જેણે તે પ્રાપ્ત કરવાની આપણને શક્તિ આપી છે. આ સુખો આપી પ્રભુના ડાહાપણનો ભંડાર મનુષ્યના મનને ઠારે છે; અને જે સુખ મનુષ્યને પોતાના શ્રમથી કદી પણ મળતું નથી તે સુખ તે પ્રાપ્ત કરી આપે છે.

# મુખબંધ.

મહાન વિદ્વાન ડા. જોન્સનકૃત રાસેલાસની પ્રસંશા એટલી બધી તો કરવામાં આવે છે કે, સુખદુઃખના સંબંધમાં તે એક હોમિયોપાથિક દવા છે એવું ઘણાઓનું માનવું છે, ને તેમાંનો હું પણ એક છું. "કલાસિક ટેલ્સ" નામે એક અંગ્રેજી ગ્રંથસંગ્રહ છે જેમાં સમાવેલી દશ વાર્ત્તામાં રાસેલાસની બરાબરી કરી શકે તેવો એકું ગ્રથ નથી. ડા. જોન્સને આ ગ્રંથમાં પોતાનો જાતિ અનુભવ એટલો બધો સુરસ રીતિએ દર્શાવ્યો છે કે એથી કાયર હિંમતવાન થાય છે, નિરાશાવાળો આશાવંત બને છે, કર્મમંદ પુરૂષ કર્મમહંત બને છે, ને અનેક પ્રકારના શિક્ષણિય લેવા યોગ્ય બોધ, દર્પણ માફક સહજમાં જણાઈ આવે છે. દુનિયા દુઃખથીજ ભરેલી છે, તેટલું જાણ્યા છતાં, ઉત્તમ જ્ઞાન મેળવવા રાજકુળની દિનહિન સ્થિતિમાં ઉત્પન્ન થયાં છતાં પણ ઉદ્યમ કરવે રાસેલાસ 'ખરૂં સુખ' મેળવવા ખંતિ બન્યો એ વૃતાંત સર્વ પ્રકારે બોધથી ભરપૂર છે.

ડા. જોન્સને રાસેલાસ ઘણી દુર્દશામાં લખ્યો છે. એની માતાની સ્મસાનક્રિયા કરવા માટે પૈસાની ઘણી તંગી પડવાથી, ઝટપટ એણે એ ગ્રંથ લખી નાંખ્યો, ને ઘણી જુજ કીંમતે (એક હજાર રૂપિયે) એક પુસ્તક પ્રકટકર્ત્તાને વેચ્યો. આવી ઉતાવળી સ્થિતિમાં સંસાર–માયા–જ્ઞાન–વર્તન–અનુભવ–અવલોકન અને સૌથી ઉત્તમ બોધ આપવે જ્યારે એ વિદ્વાન આટલો બધો યોગ્ય હતો, ત્યારે જો નિરાંત સ્થિતિમાં આ ગ્રંથ લખ્યો હોત તો પછી તેનો જ્ઞાન લાભ કંઇ અપૂર્વજ મળત.

લંડનમાં પ્રગટ થતાં "જેન્ટલમેન મેગેઝીન"ના અપ્રેલ ૧૭૫૯ના અંકમાં રાસેલાસની જાહેરખબર આપવામાં આવી હતી. આ પેહેલી આવૃતિ બે ગ્રંથમાં નીકળી હતી. એ જાહેરખબરમાં ઘણું લંબાણથી એ ગ્રંથમાંથી ટાંચણ કીધું હતું, ને છેલ્લે આ પ્રમાણે સ્તુતિ કીધી હતીઃ—"મનુષ્ય જીંદગી અને સ્વભાવના એમાં હૃદયહારીનૂ અને લાવણ્યથી ભરપૂર ચિત્રો આપવામાં આવ્યા છે; કુશાગ્રબુદ્ધિનું વિવેચન અને સૌથી વધારે અગત્યની સત્યતાના અતિ સુખદાયી ઉદાહરણ આપ્યા છે." ડા. જોન્સનનો આબિસિનિયાના રાજપુત્રના સંબંધની કથામાંનો અનુભવ, એ ખુદ ઈંગ્લંડની તે કાળની સ્થિતિ દર્શાવનારો છે! ને એ લખવાને એ વિદ્વાનને લોભાવાનું કારણ તો પાદરી લેબોની આબિસિનિયાનીજ સ્થિતિથિ મળ્યુ હતું—કે જેનું ભાષાંતર પણ એણે પોતેજ કીધું હતું.

રાસેલાસની કથા એ 'નોવેલ'ના વર્ગમાં કેટલાકો ગણે છે, ને કેટલાકો નથી પણ ગણતા; તથાપિ એ કથા—નિબંધ જેવી ગણી શકાય. એમાં બનાવો ઘણા થોડા છે, ને પૂર્વના દેશોના રિતરિવાજ સંબંધી તો જરાથી વધારે નથી. પણ એમાં જે છે તે એજકે, મનુષ્યવૃતિમાં સહજ સહજમાં થતો ફેરફાર, જન સ્વભાવ, ડાહાપણ ને જ્ઞાનમાર્ગની સ્થિતિ જે વળી સર્વથી નવિનજ વિચારની ઢબમાં છે. એ વાંચતા મનુષ્યને શાંત-ઉદાસિન વિચાર તરફ ઢોળી પાડે છે, પણ એ શાંત-ઉદાસિનતા, આશાના કિર્ણે વધારે તેજ મારતા દર્શાવી અંત્યે શું છે તેના નિવેડાપર આણે છે. ડા. જોન્સનનો ચરિત્રનિરૂપક બોઝવેલ જણાવે છે કે જેવો એનો સ્વભાવ હતો તેવીજ વર્તણુંક એમાં ચિત્રિ છે; જેમાં વધારે આબાદ તો એ છે કે મનુષ્ય હૃદયનુંજ હરણ કીધું છે.

મેકાલે જેવો મહા વિદ્વાન ડા. જોન્સનના રાસેલાસથી ઘણો મોહિત થયો હતો. તે લખેછે કે 'રાસેલાસનો વિજય મોટો છે, અગરજો મીસ લેડિયા લિંગિઝ (સેરીડનના નાટકમાંની એક નાયીકા) તો કદી નિરાશ થાય કે આ પ્રબંધમાં માત્ર મનુષ્યની વૃતિનુંજ અવલોકન છે (બીજું કંઈજ નથી;) કેમકે આબિસિનિયાનો રાજપુત્ર સ્ત્રી વિનાનો, ને રાજપુત્રી પ્રિયકર વિનાની હતી. વિષયની ભાષા જીજ્ઞાસુ છે, ઘણાકો એને વખાણે છે, તેમ કેટલાકો વખોડે છે.' આટલું લખ્યા પછી લોર્ડ મેકાલે કહેછે કે 'રાસેલાસની યોજના માટે ઘણો વાંધો છે, કેમકે આબિસિનિયાના રાજપુત્રે જે તપાસ કીધી છે, ને તે જે શોધ ખોલ કરે છે તે બહુ વિચિત્ર છે. ડા. જોન્સને સેક્ષપિયરપર ટીકા કરતા એવો આરોપ મુકયો હતો કે તેણે સમય ને સ્થળ, પાત્રને યોગ્ય રીતે પસંદ કીધા નથી. પણ સેક્ષપિયર કરતાં જોન્સન ઓછો દોષને પાત્ર નથી. રાસેલાસ ને ઈમ્લાક, નિકાયા ને પેકયુઆ એ ૧૮ મી સદીના આબિસિનિયાના વતની હતા એમ પ્રબંધની રચનાપરથી જણાયછે. ઈમ્લાક જે યુરોપનું વર્ણન કરેછે તે ૧૮મી સદીનું યુરોપ છે; અને સુખાશ્રમના નિવાસિન પતનશિળતા—ગુરૂત્વાકર્ષણ સંબંધી જે વાતો કરેછે તે ન્યૂટનની શોધ છે, કે જે કેમબ્રીજની પાઠશાળામાં પણ ૧૮મી સદીમાં થોડીજ ચાલતી હતી. બ્રુસના પ્રવાસમાંથી આબિસિનિયનો કેવા છે તે સ્પષ્ટ જણાયછે; તેઓ જંગલી ને અજ્ઞાન, સુધારાથી બિનમાહિત ને અક્ષરસુન્ય છે. ખરૂં તો એ છે કે ડા. જોન્સન પોતેજ ઇમ્લાક, તેનો મિત્ર બર્ક તે રાસેલાસ, મિસિસ ચારલોટ લેનનોક્ષ ને મિસિસ સેરીડન તે નિકાયા ને પેંકયુઆ સમજવી. આ રીતે ઇંગ્લંડને ઈજીપ્તમાં આણ્યું છે.' બેશક મેકાલેનું આ કહેવું યોગ્ય ગણાયું છે, તથાપિ રાસેલાસમાં સમાવેલા જ્ઞાનની મહતા કોઇથી ઓછી ગણાતી નથી.

ગુજરાતી ભાષામાં આવા ગ્રંથોની ઘણી ખોટ છે, તે ખોટ ધારી આજથી ૨૦ વર્ષપર રાસેલાસનું, મરહુમ મિ. ગીરધરલાલ દયાલદાસે ભાષાંતર કીધું હતું. તેની ભાષામાં સેજ સુધારો ને નોટનો વધારો કરી ફરીથી ચિત્ર સાથે પ્રગટ કરીએ છીએ. એ ગ્રંથ જો સમજવામાં આવે તો બેશક કેહવું પડશે કે અનુપમ છે, ને મને તો એવો પ્રિય છે કે પચાસ કરતાં વધારે વખત અધ્યયન કીધું છે–વિશેષ શું કહું?

ઇચ્છારામ સૂ. દેસાઇ.



# અનુક્રમણિકા.



૨૯૮૨

# ડા. જોન્સનનું સંક્ષિપ્ત જન્મવૃત્તાંત.



સૅમ્યુયલ જોન્સન જેવા સમર્થ મહાવિદ્વાનના જન્મવૃત્તાંતને માટે બીજો કોઈ પ્રસંગ વિશેષ સાનુકૂળ થઇ પડત, પણ ગુજરાતી વાચકજનને એ સમર્થ વિદ્વાનના ચરિત્ર સંબંધી સહજ પણ જાણવાને અનુકૂળ થઇ પડે તેવા હેતુથી આ સંક્ષિપ્ત વૃત્તાંત અત્રે યોજેલું છે.

ગુણકર્મથી વિશેષ આગળ પડતા હોય ને મોટી શક્તિથી દેશ પ્રજાની પ્રીતિ મેળવી મોટા સંકટો છતાં મોટમોટાં સમર્થ કામો જેમણે કીધાં હોય તેવા મહાપુરૂષ ગણાય છે. હરેક દેશમાં જુદે જુદે કાળે જુદા જુદા પ્રકારના, જુદા જુદાજ મહાપુરૂષો નિકળી આવે છે. આવા મહાત્માઓમાં અદ્‌ભુત શક્તિ હોવી જોઇયે ને તેણે ઘણાં ઘણાં સંકટો પણ સોષી દેશને કંઇ વસ્તુ આપવી જોઇયે–પછી તે જ્ઞાન કે સ્વસ્થતા–ગમે તે હોય.

સૅમ્યુયલ જોન્સન ઇંગ્લંડના આવા મહાપુરૂષોમાંનો એક છે. એ સ્ટાફોર્ડસાયરના લિચફિલ્ડ પરગણામાં સને ૧૭૦૯ની ૧૮મી સપ્ટેમ્બરે જન્મ્યો હતો. એનો પિત મ્યુયલ જોન્સન એક ગ્રંથ વેચ-

નાર, પૂર્ણ ધર્માંધ ને આગ્રહી રાજપક્ષી હતો. પ્રથમ તે જેકોબૈટ ટોળીમાંનો હતો, પણ જ્યારે એણે વિચફિલ્ડના માજીસ્ત્રેટનો ઓદ્ધો મળ્યો, ત્યારે ખરા પ્રેમપૂર્વક બરન્સ્વિક રાજકુળને વફાદાર રેહેવાનાં સપથ લીધા હતા. એના પિતાને બે દિકરા હતા; જેમાં સૅમ્યુયલ જોન્સન વડો હતો ને નાહનો દિકરો તો પચિસ વર્ષની વયેજ મર્ણ પામ્યો હતો.બાળપણમાં જોન્સન બુદ્ધિશાળી, ગુણગ્રાહક ને શરિરે રૂષ્ટપુષ્ટ હતો; તે ચપલ છતાં યાદદાસ્તશક્તિમાં શ્રેષ્ટ હતો; ઔદાર્ય પણ ઉદાસિન હતો, આલસુ છતાં દિર્ધસુત્રી અને હાવકો છતાં બહુ મોટો ચેષ્ટાખોર હતો.

એના પિતાજીની હૈયાતીમાંજ એના કુટુંબની ઘણી દુર્દશા થઇ હતી. એની માતા એને ત્રણ વર્ષનો લઈને લંડન આવી ને રાણી આન પાસથી આશ્રય માંગ્યો, પણ તે માંગણી વ્યર્થ ગઇ. શાળામાં જેમ તેમ કથાવટિયે એને અભ્યાસ કરવા મુકયો, અને ત્યાં ઘણી ચપલતા બતાવવાથી એના શિક્ષકો એનાપર મોહિત થઈ પડયા. સ્મરણશકિત અસાધારણ હોવાથી ૧૬ વર્ષની વયમાંજ એ લાટિનમાં પ્રવીણ ગણાયો. ૧૯ વર્ષ સુધી એણે જુદા જુદા વિષયપર ઘરમાંજ પુષ્કળ જ્ઞાન સંપાદન કીધું. બાપની અવસ્થા તો દિનપ્રતિદિન માઠી થવા લાગી, ને તે કુંટુંબ નિર્વાહ જેટલું પણ મેળવવા અશકત થઇ પડયો, પરંતુ ઘણા પરિશ્રમે જેમ તેમ કરતાં આકસફર્ડની પાઠશાળામાં ૧૭૨૮ ની ૩૧ મી અકટોબરે એને દાખલ કરાવ્યો. પાઠશાળાના ત્રણ વર્ષ પુરાં કરીને ૧૭૩૧માં ઘેર આવ્યો, ને તુરત એના પિતા દેવલોક થયા. હવે બમે વિડંબણાઓ શિરપર આવી પડી. ગુજરાન કેમ કરવું તેની ચિંતામાં પડયો ને બાપનું દેણ પણ હતું. સઘલો મલીને વારસો બસેં રૂપિયાનો ભાગ્યે થાય. એક નિશાળ કાઢીને તેમાં ભણાવવા ધાર્યું, પણ એમાં કંઇ એ ફાવ્યો નહી. પણ સારે સંજોગે તેજ ટાંકણે એના નિશાળના ગોઠિયા મી. હેકટર નામનો બરમિંગહામનો એક સરજન હતો, તેણે પોતા સાથે વારન નામના પુસ્તકો પ્રસિદ્ધ કરનારને ત્યાં એક પરોણા તરીકે તેડી ગયો. અહિંયા તે ગયો ને વારને વિદ્યાસંબંધી કામ સોંપ્યું. તેની ઇચ્છાથી તુરતજ પોરટુગિઝ જેસ્યુટ જેરામ લિબોએ 'આબિસિ-

નિયામાં પ્રવાસ' એ નામનો ગ્રંથ લખ્યો હતો, તેનું ફ્રેન્ચ ભાષામાંથી ભાષાંતર કીધું. વારને બરમિંગહામમાં તે ભાષાંતર છપાવ્યું ને તે પ્રજાને પસંદ પડતું થયું.

અત્રેજ જોન્સનને એક વિધવા સાથે પ્રીતિ બાઝી, જે એની ભાષા–બુદ્ધિપર રીઝી હતી. આ બાઈ હતાં તો વયે ૫૦ વર્ષના ને જોન્સન પોતે તો ૨૬–૨૭ વર્ષનો હતો, પણ પછીથી તેની સાથે લગ્ન કીધું. તે બાઇ ચીકાસદાર હતી, ને તેને પૈસેથી વિદ્યાળય કાઢ્યું, તથાપિ અત્રે પણ કંઇ ફાંદો નિકળ્યો નહી, ને પૈસાની વિંડબણા તો પડતીજ ગઇ. શિક્ષકના કામ માટે તો એ નાલાયકજ હતો. એ પછી લંડનમાં નસીબ અજમાવવા તે ગયો, ને ત્યાં જઇ ઈરિન નામનો કરૂણાજનક નાટક લખ્યો. પણ તાત્કાળજ માલમ પડી આવ્યું કે તે રંગભૂમિને માટે નિરર્થક છે. ડેવિડ ગેરીક નામના જોન્સનના નિશાળિયાએ તે ભજવી બતાવ્યો, પણ તેમાં યશ મળ્યો નહી. પછીથી એણે "જેન્ટલમેન મેગેઝીન" નામના માસિક ગ્રંથમાં લખવું શરૂ કીધું, ને તેજ જોન્સનને ઠીક પડયું. તે ગ્રંથનો માલિક મી. કેવ હતો; તેણે એક કલબ સ્થાપ્યું હતું, જેમાં સૅમ્યુયલ બોઇઝ, જ્યોર્જ પસલમેનઝર, અને રીચર્ડ સેવેઝ તથા જોન્સનના જેવા બીજા ભુખડીબારસ મેંબરો હતા, પણ તે સૌ માસિકોમાં લખનારા હતા. આ ભુખડીયા વિદ્વાનોમાં એની મહતા ઘણી વધી ને ભુખડીબારસો છતાં ઘણા વિદ્વાન વર્ગમાં ગણાતા મિત્ર મંડળમાંથીજ એનો પણ વગ વધ્યો. જોન્સન લખનારો સારો હોવાથી તેને આ કલબમાં સૌથી શ્રેષ્ટ માન મળતું હતું. અહિયાંજ એને ૧૭૩૮માં "લંડન" નામનું ઘણુ પ્રસિદ્ધ કાવ્ય બહાર પાડયું, જેથી એની કીર્ત્તિ ચોતરફ ફેલાઈ. આ કાવ્યમાં પોતાની દુર્બળ અવસ્થા માટે પણ રડણા રડયા છે. પછી ૧૭૪૪માં પોતાના પેલા ભુખડીબારસ મિત્રોમાંના "રિચર્ડ સેવેજનું જીવનચરિત્ર" બહાર પાડયું. જે એક ચરિત્ર તરીકે બહુ વખાણવા યોગ્ય છે. એ પછી તુરતજ "મનુષ્ય મનોરથનું મિથ્યાપણું" નામે બીજું કાવ્ય પ્રસિદ્ધ કીધું, જેમાં તો એણે મનુષ્યને દહાડો ઉગતે થતી અભિલાષા ને તરંગો ને દિન આઠમતે મળતી નિરાશા ને શોક દુ:ખ, તે

ઉપર ઘણું અચ્છું વિવેચન કીધુ છે. 'લંડન' અને "મનુષ્ય મનોરથનું મિથ્યાપણું" એ બંનો કાવ્ય લેટિન જુએયલની કવિતાને નામે પ્રસિદ્ધ થયેલાં કાવ્યના અનુકરણો છે.

આ બધાં કાવ્યો ને ચરિત્રો લખાયા છતાં પણ, "રેમ્બલર" વર્તમાન પત્ર નિકળ્યું નહિ ત્યાં સુધિ લોકોના મનમાં એના જ્ઞાન માટે ખરી મહતા ઉત્પન્ન થઇ નહિ. એ વર્તમાન અઠવાડિયામાં બે વેળા નિકળતું હતું. ૧૭૫૦ માં તે શરૂ થયું ને ૧૭૫૨ માં તે મણુ પામ્યું, ને તેનું મુખ્ય કારણુ એની પ્રાણુપ્રિય અર્ધાંગનાના મર્ણ શોક દુઃખ એ મુખ્ય છે. "રેમ્બલર" એ એડીશનના "સ્પેકટેટર" ને સ્ટિલના "ટેટલર"ના જેવુજ ગણાય છે. એ વર્તમાન પત્રમાં કંઇ ગામગપ્પા કે નિંદા ને કુથલીઓ આવતી નોહતી, પણ ખરેખરી બુદ્ધિની તિક્ષ્ણ લાગણીઓ ને ઉત્તમોત્તમ જ્ઞાન વિચાર આવતા હતા. અને એ વર્તમાન પત્રમાં જે ભાષા લખવામાં આવતી હતી તે ઘણી વિચિત્ર ને ઉંચી હોવાથી "જોન્સનની ભાષા" એવું એક નવું બિરદ અંગ્રેજી ભાષાને મળ્યું છે. ભાષામાં ખોડખાંપણુ તો હોયજ, તદ્પિ "રેમ્બલર"નું લખાણુ અંગ્રેજી વિદ્યાભંડારમાં એક સૌંદર્યનો નમુનો છે.

જોન્સનની મુખ્ય નામના તેના કોશથી થઇ છે. આ કોશ રચવાનું કામ એણે ૧૭૪૭ થી શરૂ કીધું હતું તે છેક ૧૭૫૫ માં પુરૂં થયું. આ કોશ ઘણી વિડંબણામાં લખાયો છે. પૈસાનું દુઃખ, પોતાની પ્રાણુવલ્લભેના સ્વર્ગવાસ, લોકો તરફથી કદરદાની નહી, ને શરિરમાં પણુ અશકિત તેવા પ્રસંગમાં એ કોશ લખાયો છે. આ વેલાએ લોર્ડ ચેસ્ટરફીલ્ડ નામનો એક ઉમરાવ, જે વિદ્વાનોને આશ્રય આપવામાં ઘણો પ્રસિદ્ધ હતો તેની સાહયતા માટે એણે એક પત્ર લખ્યો છે, જે જ્યાં સુધી અંગ્રેજી ભાષા રેહેશે ત્યાં સુધિ ચિરંજીવ રેહેશે. કોશના કામમાં કોઇ પણુ શ્રીમંતે મદદ કીધી નહી. કોશ પ્રસિદ્ધ થયો ને લોકોએ તે માન્ય રાખ્યો. ચેસ્ટરફિલ્ડ ગમગીન થયો, કેમકે તેણે એક સરસ તક ખોઇ. જોન્સનને કોશમાં સારૂં દ્રવ્ય મળ્યું હતું.

કોશ કીધા પછી મહાન્ નાટકકાર સેક્ષપિયરના નાટકો સારોદ્ધાર કરવામાં એ રોકાયો, પણુ તે પુસ્તક જ્યારે બહાર પડયું ત્યારે પ્રજા

નિરાશ થઇ; કેમકે સેક્ષપિયરના નાટક શાસ્ત્રનો એ અભ્યાસી નહી હોવાથી ઘણી ભુલો કીધી છે. આ પ્રમાણે સેક્ષપિયરનો ગ્રંથ સારોદ્ધાર કરવામાં એ રોકાયો હતો, તેવામાં એની માતુશ્રી મહું કાંઠે આવી હતી,ને પૈસાની પુષકળ તાણ ચાલતી હતી. પુત્રધર્મથી ઉભરાઇને તેના સ્મશાન ખર્ચ જોગા પૈસા ઉત્પન્ન કરવાને રાસેલાસ લખી કાઢયો. બેશક પુત્રધર્મ ને માતૃપ્રેમ દર્શાવવા જે ગ્રંથ એણે લખ્યો તે ડાહાપણ જ્ઞાન અનુભવ સુખ દુઃખ એ સર્વનો ભંડાર છે. એ ગ્રંથ, ગ્રંથ પ્રસિદ્ધકર્ત્તાને વેચવાથી રૂ ૧૦૦૦ મળ્યા હતા.

કોશ લખ્યા પછી ઈંગ્લંડના રાજદરબારમાં એની પ્રસિદ્ધિ થઇ ને રાજ્યતરફથી પેહેલા જયોર્જ રાજાએ ત્રણ હજારનું સાલિયાણું બાંધી આપ્યું. એ વખતે એનું વય ૬૩ વર્ષનું હતું. એમ સુખ મળ્યા પછી એ લખવા કરતા તડાકા મારવામાં વધારે રોકાયો.વાતચિતમાં,ગપ્પાંસપ્પાંમાં, જતાં આવતાં, મંડળીમાં કે ઘરમાં, મોજમઝામાં કે શોકસદનમાં જ્યાં જ્યાં જ્યારે જ્યારે એ કંઇપણ બોલતો તો તેમાં વિદ્વતા ભરેલી વાણી શિવાય બીજું કંઇજ નિકળતું હતું નહી, એમ લોર્ડ મેકાલે કહે છે. સેક્ષપિયરનો નાટક સંગ્રહ બાહાર પાડવાને આગલે વર્ષે લંડનમાં એક "લીટટરી કલબ" સ્થાપવામાં આવી હતી, તેનો એ અગ્રેસર હતો, ને ત્યાં પોતાની વિદ્વતા જણાવતો હતો. એ કલબના પ્રસિદ્ધ મેંબરોમાં પુજ્ય એડમન બર્ક, સર જોસ્યુયા રેનોલ્ડ, કવિ ઓલિવર ગોલ્ડસ્મિથ, નાટકકાર ડેવિડ ગેરિક, અને પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા એડવર્ડ ગિબન એઓ હતાં.

જોન્સનનું છેલ્લું પુસ્તક અંગ્રેજી કવિ ચરિત્રનું છે. જૂદાં જૂદાં ગ્રંથો છપાવનારાઓ જૂદાં જૂદાં કવિઓના ગ્રંથો છપાવે તેના મુખબંધ આગળ તે કવિઓના ચરિત્રો મુકવા માટે એ ગ્રંથ એણે લખ્યો હતો, ને તે બેનમુન બન્યો છે. અલબતાં ઘણાક એના વિચાર સર્વમાન્ય નથી, તોપણ બહુધા વખાણવા તથા અનુકરણ કરવા યોગ્ય છે. એ વિદ્વાન કોશકારને સરકારી સાલયાણું મળવા લાગ્યા પછી એલ૦ એલ૦ ડી૦ની પદવી આપવામાં આવી હતી.અને તેજ સમયપર એના ચરિત્રનિરૂપક જેમ્સ બોઝવેલનો મેલાપ (૧૭૬૩માં) થયો હતો. બોઝવેલ તો જોન્સનને એક સ્વર્ગના દેવતા

તરીકે પુજતો હતો. જો બોઝવેલ હોત નહિ તો ગજવા ભરીને તપકીર સુંઘતો હતો તે આપણે જાણતે નહિ, નના પળેપળનો ને ક્ષણેક્ષણનો હેવાલ મળતે નહિ. એશ. નિરૂપક જોઈએ તો તે ભક્તિમાન ને આશક્ત—બોઝવેલ જેવાજ જોઇયે. પાછલા કાળમાં જોન્સનને પક્ષાઘાત, શ્વાસરોગ, અને જલં-દર એમ ત્રણ રોગ લાગું પડયા હતા. એ સને ૧૭૮૪ની ૧૩ મી ડીસેંબરે મર્ણ પામ્યો હતો. એની સમાધી આજે પણ વેસ્ટમિનિ-સ્ટર એબીમાં છે.

ડા. જોન્સન જેવા સદ્‌ગુણસંપન્ન ને સમર્થ વિદ્વાન પુરૂ-ષો કવચિત જન્મે છે. એણે દુઃખદ અવસ્થામાં વિદ્યાભ્યાસ કીધો, છતાં ભાષાનો જે શણગાર, વ્યાકરણ ને કોશ, તેમાંનો સર્વથી અણુ-મોલ કોશ તે અંગ્રેજી પ્રજાને વારસામાં આપ્યો છે. અનેક સંક-ટો વેઠીને આ મહાભારત કામ ચાલુ રાખવામાં એની દ્રઢતા, ઔદાર્ય બુદ્ધિ, સત્ય માટે મમત, અને બુદ્ધિની પૂર્ણતા એ શિક્ષપ્રિય છે. પુરાતનસ્થાપના ને નવાકરારના પવિત્ર પુસ્તકપર તે સદાજ દ્રઢ-ભાવના રાખતો અને એડમન બર્ક જેવા મહાત્મા એને સર્વોપરી માન આપતા છતાં એ ગર્વ રહિતપણે કેહેતો કે "હું મિટ્ટિમાંથી આવ્યો છું ને મિટ્ટિમાં મળી જઇશ" એ એના સદ્‌ગુણનો મોટો યશ છે.



["ગુજરાતી"ની ભેટ.]

## આબિસિનિયાના રાજપુત્ર

# રાસેલાસની કથા.

---

## પ્રકરણ ૧ લું.

### મેહેલ.

ઓહો* લોકો તમે ભોળપણથી મનના બુટ્ટાઓ ઉપર લક્ષ દોછો, અને આશા ઉમેદના ભણકારાને પકડવાને આતુરતાથી દોડોછો; તમે એવું ધારોછો કે, જુવાનીમાં જેટલું દેખોછો તેટલું વૃદ્ધાવસ્થામાં ખરું પડશે અને ચાલુ દિવસમાં જે ન બન્યું તે આવતે

---

* પેહેલા પ્રકરણનો પેહલો ફકરો એ આખી વાર્તાના તાત્પર્ય સ્વરૂપનો છે, ને તેના સુસ્વર-મંજુલ જુસ્સા માટે ભાષામાં તે પ્રથમ પદને પાત્ર છે. તે અલંકારથી ભરપુર છે-ને જેઓ ભોળપણાથી મનના બુટ્ટાઓપર લક્ષ દે છે, ને તે સત્ય માનેછે; કલ્પનામાં જે દેખાયછે તે મેળવવા પ્રયત્ન કરેછે, ને જુવાનીમાં ધારેછે તે વૃદ્ધાવસ્થામાં તો મળશેજ એમ માની બેઠા છે, ને હાલનું સુખ સદાકાળજ જારી રહેશે એમ ગુમાન ધરી રહ્યાં છે તેમની આશાઓના તંતુને તોડી નાખનાર છે.

બુટ્ટાઓ તે રૂપક પ્રમાણે મનનો સ્ફુરતો તરંગ છે, તે ગુહ્યદ્વારે નિકળેછે, પછી તેમાં કારણ હો કે નહી તે વાત નિરાળિ છે. જ્યાં બુટ્ટો-તરંગ ઉઠયો કે આશાના કીર્ણ ઝળહલતા દેખાય છે, ને આશા થઇ કે પછી તે હમણાં નહી તો પછી-જુવાનીમાં નહી તો ઘડપણમાં પણ પાર પડશે એવી ભ્રાંતિ નહી, પણ નિશ્ચય થાયછે.

દિવસે બનશે એવું માનોછો; માટે આ નીચેની આ॰
રાજપુત્ર રાસેલાસની કથા કાન દેઇને સાંભળો,—(કે ત
ને આંખ ઉઘાડે).

૨. જે દેશમાંથી નીલ માતાનો† ઉદય થાયછે અને જેની કૃપાએ ચોગરદમ લીલા લેહેર થાયછે, અને અડધો અર્ધ દુનિયાના ભાગમાં ઇજીપ્તમાંથી પાકેલાં અનાજ વિગેરે જાયછે, તે દેશના પ્રબળ રાજાનો ચોથો કુંવર રાસેલાસ હતો.

૩. ઉષ્ણકટિબંધના રાજાઓમાં વંશપરંપરાથી ઉતરતા આવેલા રીવાજ માપ્રક રાસેલાસને બીજા આબિસિનિઆના કુંવર, કુંવરીઓ સહિત એક ખાસ મેહેલમાં પોતાનો ગાદીપર બેસવાનો વારો આવે ત્યાં સુધી કેદમાં રાખી મુકેલો હતો.‡

---

રાસેલાસનું ઇતિહાસસૂચક કથન એ બતાવેછે કે તેમાંથી ખુદ્દા—ઉમેદના ભણકારા, ને નિરાશા સર્વે તેમાંથી મળેછે.

* આબિસિનિયા—જેને ઇથિયોપિયા કહે છે તે મુલક આફ્રિકાની પ્રસિધ્ધ નદિ નીલ તેના વિશાળ પ્રદેશમાં છે. રાતા સમુદ્રની પશ્ચિમે ને ઉષ્ણકટીબંધના અંશમાં છે. એ પ્રદેશ ઇ. સ. ના ચોથા સૈકામાં ખ્રિસ્તિ ધર્મમાં હતો—હવે તો માત્ર તે નામનો ખ્રિસ્તિ છે. આબિસિનિયાનું વિશાળ ને મહારાજ્ય નાશ પામ્યું છે, ને તેમાંથી ઘણા ફૂટાયા રાજ્યો—જેવા કે આમ્હારા, તીગ્રી,૯ સોહાના રાજ્યો સ્થપાયા છે.

† નીલ નદીના બે મુખ્ય ફાંટા છે—એક એબીડ અથવા સફેદ નીલ ને બીજું આઝરિક અથવા ભુરી નીલને નામે ઓળખાયછે. આઝરિકનું મૂળ આબિસિનિયામાં છે, પણ મૂળ નીલ નદી નાયનઝાના સરોવરમાંથી નિકળેછે. નીલ નદીને માતાની ઉપમા આપવામાં આવી છે તેનું કારણ એજ કે આફ્રિકામાં નિયમસર વરસાદ પડતો નથી, પણ વરસમાં બે ત્રણ વાર નીલ નદી ઉભરાયછે, તે રેલના પાણી નદી કીનારાના ખેતરોમાં,પથરાઇ જવાથી ત્યાં કાદવ—અથવા ચર પથરાઇ જાયછે, ને તેનાથી દુનિયાને પહોંચી વળે તેવો પાક ઉત્પન્ન થાયછે. મીસર દેશ તેથી પૂર્વનો ધાન્યકોષ કેહવાયછે.

‡ પૂર્વ તરફના દેશોમાં રાજકુટુંબના બીજા માણસોને કારાગ્રહમાં પુરી મુકવાનો રવૈયો, સબાની મહારાણી બેકયુદા—જેને

૪. આબિસિનિઆના રાજપુત્રોને રેહેવાને માટે અસલની રાજ્યનીતિ અને દિર્ઘદૃષ્ટિ વાપરીને આમ્હારાના પરગણામાં એક વિસ્તિર્ણ ખિંડ મુકરર કરી હતી; તેની આસપાસ પહાડો આવી રહેલા હતા; અને તેનાં શિખરો તેના મધ્યભાગ ઉપર ઝુમી રહેલાં હતાં. તેમાં જવાને સારૂ એક ખડક નીચે બાકોરૂં હતું, તેમાં થઈને માર્ગ હતો અને એ મનુષ્ય કે ઇશ્વર કૃત્ય છે તે બાબત ઘણા દિવસ થયાં ભાંજગડ ચાલેલી હતી. એ બાકોરાનો બાહારનો વાટ સજ્જડ ઝાડીને લીધે પુરાઇ ગયો હતો, અને ખિંડ તરફ મોહોડું બંધ કરવાને લોઢાના દરવાજાઓ હતા, તે અસલના વખતના બનાવેલા એવા તો ભારે હતા કે, દેવા ઉઘાડવાને કોઇ પણ માણસને સંચાઓની મદદ લીધા વગર ચાલતું નહી.

૫. પાહાડો ઉપરથી ચોબાજુએ નદીનાં ઝરણો ઉતરીને ખિંડને નાના પ્રકારના પાળા આદિએ કરીને પ્રફુલીત કરી મધ્ય ભાગે તેનું એક તળાવ બન્યું હતું. તે તળાવમાં દરેક પ્રકારનાં માછલાં વસતાં હતાં અને જે પક્ષિઓ પાણીમાં પાંખ ભીજવવાને ઇશ્વરી

---

આરબો બલકીસ કહેછે, ને જેણી હઝરત પેગંબર સુલેમાનની રાણી હતી તેના કાળથી ચાલુ થયો છે. સબા અથવા દક્ષિણ પર્વત એવું નામ આબિસિનિયાના એક પર્વતનું છે, જે લાલ સમુદ્રની નજીક છે. સબાની રાણી મેકદ્રુદા પૂર્વે ગાદીએ આવી હતી, જેના પવિત્ર પતિ સોલોમનના વંશજો આજે પણ આબિસિનિયામાં રાજ્ય કરેછે એમ ત્યાંનું રાજકુળ માનેછે. તે રાણીના વખતથીજ આબિસિનિયાના રાજવંશના સઘળા પુત્ર પુત્રીને દુનિયાથી બાતલ કરી કાળાગ્રહમાં પુરતા હતા. જેમ્સ બ્રુસનું જીવનચરિત્ર લખનાર મેજર હેડ જણાવેછે કે આ પ્રમાણે કરવાનું પ્રયોજન એજ કે રાજગાદી માટે કોણ યોગ્ય છે તે જણાઈ આવે. આવો કેદ કરવાનો ધારો ૩૦૦૦ વરસ સુધી ચાલ્યો હતો. આથી રાજ્યમાં કલહકંકાસ થતો નહી. સબાની મહારાણી કાયદા કરવામાં, દેશવ્યવસ્થા રાખવામાં બહુ નિપુણ ગણાઈ છે. સોલોમનના વારસોને કારાગ્રહમાં પુરવાની જગ્યા પેહેલે તીગ્રીની પહાડી જગ્યા દેમોમાં હતી–ને પછીથી આમ્હારા પરગણાના અંબાગાશનમાં હતી–આ પર્વતોના રૈહઠાણને અમ્બાસ કહેછે.

પ્રેરણાથી શિખ્યાં છે તેવાં પક્ષિઓ પાણીમાં તરવા આદિ ક્રમો કરવાને આવતાં હતાં. એ તળાવનું વધતું પાણી બાહાર નિકળીને નાળાકોર ઉતર બાજુએ પાહાડોની ફાટોમાં થઇને ઘણીએક ટેકરીઓ ઉપરથી ઘૂઘૂ કરતું વહી જતું હતું તેનો કંઇ સુમાર જણાતો નહતો.

૬. પાહાડોની આજુબાજુએ ઝાડોની ઘટા આવી રહેલી હતી. નદી નાળાને કાંઠે નાના પ્રકારના ફુલો ઉગતાં હતાં. પાહાડો ઉપરથી દરેક પવનને સપાટે તેઝાનાં વિગેરે નીચે પડતા હતા અને મહીને મહીને ફળો પાકી નીચે ગરતાં હતાં. આ મોટા ચકરાવામાં ચોગરદમ પહાડો આવેલા તેથી શિકારી જનાવરોથી નિર્ભય રહી રાની અને પાળેલાં જનાવરો ત્યાં ફરીને ઘાસ ઇથા પાલો ખાતાં હતાં; આણીપાસ ઘેટાં અને બકરાંઓ બીડમાં ચરતાં હતાં; પેલી પાર શિકારના પશુઓ (હરણ વિગેરે) મેદાનમાં ફાળો મારતાં હતાં. પાહાડો ઉપર નાનાં બકરાંઓ આમ તેમ કુદતાં હતાં, ઝાડ ઉપર બેઠાં બેઠાં ખંધા માંકડાંઓ નાના પ્રકારના ચાળા કરતાં હતાં અને ઝાડોના છાંયા હેઠળ મસ્ત હાથીઓ વિશ્રામ લેતા હતા. આ પ્રમાણે દુનિયાની સઘળી વિચિત્ર લીલાનો સમાવેશ અત્રે થએલો હતો; સૃષ્ટિનાં સુખોનો અહિંયાં પાર નહોતો તેમજ તેના દુઃખો પણ વીણી વીણીને કાઢી નાંખવામાં બાકી રાખી નહતી.

૭. આ ફળદ્રુપ અને વિશાળ ખિંડમાં જીવને આધાર આપનારી વસ્તુઓ ત્યાંના લોકોને મનમાનતી મળતી હતી અને વાજતે ગાજતે પેલા લોઢાના દરવાજા ઉઘડી પ્રત્યેક વર્ષે મહારાજા પોતાના કુંવરોની મુલાકાત લેવાને પધારતા, તે વખતે અનેક પ્રકારની બીજી સુખ આપનારી વસ્તુઓનો તેમને લાભ થતો; ને એ આઠ દહાડામાં આ કેદખાનામાં ગમત થવાને માટે મનને નિરંતર કાંઈ પણ વ્યાપારમાં રાખવાને અને કેમે કર્યો જે વખત ન જતો હતો તે ટુંકો કરવા માટે દરેક માણસને પોતાની મરજીમાં આવે તેવું ફરમાવાને છુટ હતી. બોલતાં વારમાંજ મનની ઇચ્છા પુર્ણ કરવામાં આવતી હતી. એ સપરમા દાહાડામાં ખુશી કરવા માટે, દરેક જાતના કસબીઓ અને ઉસ્તાદો બોલાવવામાં આવતા. ગંધર્વો થર ચલાવવામાં બેહદ કરતા અને નાટકશાલો, કુંવરોની આગળ

જુદી જુદી જાતના શરીરના આવભાવ કરી દેખાડતી હતી; એવી મતલબથી કે તેઓને આ સુખ-બંધીખાનામાં જન્મારો ગાળવાનો પ્રસંગ મળે; કારણ કે જે લોકોમાં વિલાસ અર્થે નવું સુખ વધે એવો ગુણ જોવામાં આવતો તેવાનેજ એમાં દાખલ થવાની પરવાનગી મળતી હતી. આ એકાંત સ્થળના સુખ અને નિર્ભયતાનો એટલો તો બાહાર-ભભકો રહેતો કે જે લોકોએ એ જોએલું નથી તેમને એ નિરંતરજ હશે એવું ભાસતું અને એકવાર અંદર દાખલ થયા અને દરવાજા ભીડાયા કે તેમને પછી પાછા બહાર આવવા ન દેતા હતા તેથી બાહારના લોકોને અંદરના સુખના લ્હાવાનો અનુભવ જણાતો નહી. એ માટે વર્ષોવર્ષ મોજના નવા પ્રકારો જોવાડવામાં આવતા અને કેદખાનામાં દાખલ થનારા ઉમેદવારો નવા નવા નિકળી આવતા હતા.

૮. તળાવની સપાટીથી પોણોસો ફુટ ઉંચે એક ટેકરી ઉપર મેહેલ આવી રહ્યો હતો, તેમાં ઘણા દિવાનખાનાઓ જેવી રેહેનારની પદવી તે પ્રમાણે વધતાં ઓછાં રવાનકદાર હતાં. મોટા મોટા પથરો કોરીને કમાનદાર છાપરૂં કર્યું હતું તેમા વચ્ચે જે છોમટોડું ઘાલેલું તે જેમ વર્ષ થાય તેમ વધારે મજબુત થતું જતું અને સેંકડો વર્ષ થયાં તોપણ ભારે વરસાદો અને વંટોળીઆના તોફાનોથી પણ તેમાંનો એક કાંકરો પણ ખરતો નહીં, માટે સમરાવવું તો પડેજ શાનું?

૯. આ મેહેલ એટલો તો વિશાળ હતો કે, તેની માહેતગારી થોડા ઘણા જુના નોકરો જેઓ અનુક્રમે એની ખબરો રાખતા આવ્યા હતા તે લોકો વગર બીજા કોઇને રહેતી નહીં.* જાણે વહે-

---

* પ્રાચિન કાળથીજ એમ માનવામાં આવતું કે કેટલાક રેહેઠાણોમાં ભૂતપ્રેતાદિકનો વાસ છે, ને તેમ મનાવાનું પ્રયોજન એજ કે તેવી છુપી જગામાં કોઇ તોફાન મસ્તી કરે નહી. ડા. જોન્સનનો સુખાશ્રમના પરમ વૈભોગનો વિચાર કંઇ વિચિત્રજ છે. લીબો નામનો લખનાર જણાવેછે કે આબિસિનિયાના અમ્બા-ગાશનના વેરાન કારાગ્રહમાં જે રાજકુટુંબને રાખવામાં આવેછે, ત્યાં તે બાપડાઓ શોક-દુ:ખમાં ડુબેલાજ રહેછે; કેમકે જે ઉપરીઓ તેમની દેખરેખ માટે રાખેલા હોયછે તેઓ સદાજ કૃતાંતકાળ જેવા હોયછે.

મના કહ્યા પ્રમાણે એ મેહેલ બાંધવામાં આવ્યો હોય એવું દીસતું. દરએક દિવાનખાનામાં બબે રસ્તા હતાઃ એક છુપો; એક ખુલો—એક દિવાનખાનામાંથી બીજા દિવાનખાનાઓમાં જવાને માળે ઉપરથી છુપા રવેસ હતા; અથવા નીચલા ઓરડાઓમાં થઈને જવાને ગુપ્ત ભોંયરાં રાખેલાં હતાં. કેટલાએક સ્થંભોમાં કોઇને શક ન જાય એવી રીતે સંચ રાખવામાં આવેલા હતા અને એ સંચોમાં ઘણા રાજાઓ પોતાના ખજાનાઓ મુકી છાંડતા, અને પછી એક પથ્થરની છાટ મુકી બંધ કરી લેતા હતા. અને રાજ્ય ઉપર મહાકષ્ટીનો વખત આવે ત્યારેજ તે ઉઘાડતા. એમાં જે દ્રવ્ય મુકવામાં આવતું તેનો હિસાબ એક ચોપડામાં નોંધી મુકતા અને તે ચોપડાને એક કિલ્લામાં ગુપ્તરીતે મુકી છાંડતા અને ત્યાં રાજા પોતાના પાટવી કુંવરને સાથે લેઇને (કામ પડે તો) જતા, તે શિવાય બીજા કોઈને પેસવાનો હુકમ નહતો.

---

## પ્રકરણ ૨ જું.

### રાસેલાસનું મન ઊઠવા માંડ્યું છે.

અત્રે કુંવર કુંવરીઓ રહીને સુખ અને વિશ્રાંતી એ બેનાજ ભેદ સમજતાં અને ઇંદ્રિથી જેજે ઉપયોગ થાય તે કરી આનંદમાં રેહેતાં તથા તેઓની ખીજમતમાં દરેક પ્રકારના ખુશી ઉપજાવનારા કિસબીઓ હાજર રહેતા. તેઓને ફરવાને સુગંધીયુકત પુષ્પોના બાગો હતા અને નિર્ભયરૂપી કિલ્લાઓમાં તેઓ નિંદ્રાવશ થઇ પડતા. તેઓની સાંપ્રત હાલતમાં તેમને ખુશ રાખવાને દરેક યુકિતઓ કરવામાં આવતી. પંડીતો પણ તેઓને સંસારમાં દુઃખજ છે એ સિવાય બિજો બોધ કરતા નહીં. અને ખિંડની પેલીપારના દેશોમાંના લોકો અતિ દુઃખી રહેછે, અને ત્યાં માંહેમાંહે કજીઆ ટંટા ચાલેછે અને માણુસ માણુસનો અહાર કરેછે એવું સમજાવતા હતા.

૨. તેઓના ખુદ સુખ વિશે તેમને ચડાવવા માટે દરરોજ જે ગાયનો ચાલતાં હતાં તેમાં પણ "સુખાશ્રમ"ના વૈભવનુંજ વર્ણન આવતું જુદી જુદી જાતનાં સુખો વર્ણવી તેઓમાં તે વિશે રસ

પેદા કરતા અને સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી એકું ઘડી પણ રાગ તાન અને ખાવા પીવામાંથી છુટી રહતી નહીં.

આવી યુક્તિઓમાં તેઓ ઘણું કરીને ફાવતા હતા. કોઈ પણ રાજ્ય કુંવરે આંખો ઉઘાડવાનું ઈચ્છયું નહોતું, અહિંયાં જેવું જોઇએ તેવું સુખ તેઓને છે એવું સમજી તેઓ પોતાનો જન્મારો પુરો કરતા. અને બિચારા જે લોકો તેમના દૈવયોગે કરીને આ વિશ્રાંતીના ધામમાંથી બાતલ રહેલા છે તેઓના ઉપર લીયાનત નાખતા અને તેઓના નસીબમાં દુ:ખ લખેલું છે માટે તે દરિદ્રતાના દાસ રહેનારા છે એવું સમજતા હતા.

આ પ્રમાણે તેઓ રોજ સવારમાં ઉઠતા અને માંહોમાંહે અને જાતે ખુશીમાં રહેતા. પણ ફક્ત રાસેલાસને (એ પસંદ પડયું નહીં તેથી) છવીસમે વર્ષે તેઓની બેઠક અને ગમતોમાંથી તેણે નિકળી જવા માંડયું અને એકાંત શાંત જગામાં જઇને કોઇ ન સાંભળે એમ મનન કરવામાં તેને હોંશ થવા માંડી. તે ન્હાના પ્રકારની વાણીઓથી પીરસેલા બાણુઓ ઉપર બેસી રહેતો તથા પોતાની આગળ જે પકવાનો પડયાં હતાં તેનો સ્વાદ લેવાનું પણ તેને ભાન રહેતું નહીં; તે બેઠકોમાંથી એકદમ ઉઠી જતો અને જ્યાં ગાયનનો જરા પણ સૂર કાને આવે નહીં એટલે દૂર જઈને બેસતો હતો. તેના માણસોએ આવી તેની પ્રકૃતિ જોઇને તેનામાં નવા સુખનો રસ ઉત્પન્ન કરવાના ઇલાજો કરવા માંડયા. તેઓને આમ અમથું માથું મારતા જોઈને તે પુઠ ફેરવતો, તેઓનાં આમંત્રણ પાછાં વાળતો અને નદી કીનારે ઝાડોની છાયાતળે દરરોજ જઇ બેસી કુંજમાં પક્ષીઓને કલોલ કરતાં સાંભળતો. કોઇ કોઇ વખત પાણીમાં એક પાસથી માછલીઓને દોડાદોડ કરતી જોતો અને બીજી પાસથી પાહાડો ઉપર અને બીડોમાં હજારો જનાવરો કોઈ પાળો તોડી ખાંતાં, કોઈ ઝાડોમાં નિરાંતથી બેઠેલાં હોય તે ઉપર નજર કરતો.

આવો વિલક્ષણ સ્વભાવ થએથી લોકોની આંખે એ ચડવા માંડયો. કોઇએક પંડિત આ તેના વિકારનું કારણ શોધી કાઢવાની ઉમેદથી તેની પછવાડે છાનોમાનો ગયો. રાસેલાસને તેની પાસે કોઇ આવે છે તેની કંઇ ખબર નહી રહ્યાથી ટેકરાંઓ ઉપર બકરાંઓ ચરતાં હતાં

તે ઉપર કેટલીએક વારસુધી જોયા કરીને તેઓની સ્થિતિનો પોતાની સ્થિતિ જોડે તેણે મુકાબલો કરવા માંડયો. તે બોલી ઉઠયો: "માણસ "અને પશ્વાદિ પ્રાણીઓમાં શાથી ફેર થાય છે? મારી આગળ જે "પશુઓ ભટકે છે તેને મારા જેવીજ અંગી હાજતો છે; તે ભુખ્યું "થાય છે અને ઘાસ ચાવે છે; તરસ લાગે છે અને પાણી જઇને "પીએ છે, એમની ભુખ તરસ મટી કે તેમને નિરાંત વળે છે "અને તેઓ ઉંઘી જાય છે. તે જાગે છે કે ભુખ્યું થાય છે અને "ખાવાનું મળે છે કે તૃપ્ત થાય છે. મને પણ તેમની પેઠે ભુખ "તરસ લાગે છે પણ મને ખાવા પીવાનું મળે છે એટલે ચ્હેન "પડતું નથી. તેની પેઠે મને સાંસાં પડેથી દુ:ખ થાય છે, પણ "તેનીજ પેઠે મારૂં પેટ ભરાયું કે, મને નિરાંત વળતી નથી. વ-"ચગાળાનો વખત ક્યમે કરયો જતો નથી પરંતુ સુસ્તી ઉલટી "વધે છે. પાછું મને એમ થયા કરે છે કે ક્યારે પાછો ભુખ્યો "થાઉં કે મારૂં ધ્યાન જરા તિવ્ર થાય. પક્ષીઓ અનાજ ફળોને "તોડી લેઇને પોતાના માળામાં ઉડી જાય છે, અને ત્યાં ઝાડો "ઉપર આનંદમાં બેસી એકજ જાતના સૂરે કલ્લોલ આખો જ-"ન્મારો કરયાં કરે છે. મારે ત્યાંહાં પણ સારંગી તંબુરાવાળા છે, પણ "જે રાગ મને કાલે ખુશ લાગતો હતો તે આજે મને ગમતો નથી, "અને કાલે તો તેથી વધારે કંટાળો બેશક મને આવવાનોજ છે. "મારામાં કોઇ પણ ઇંદ્રિને જોઇતા સુખથી તૃપ્તી ન યતી હો-"ય એવું દેખાતું નથી, તથાપિ મને તેથી આનંદ યતો નથી. "માણુસમાં ખચ્ચિત કોઇ એવી ઇંદ્રિ હોવી જોઇએ કે જેને "લગતું સુખ આ જગ્યામાં મળી શકતું નથી, યા તેનામાં ઇંદ્રિ "સિવાય કોઇપણ બીજા પ્રકારના હવસો હોવા જોઇએ કે, તે "હોય તોજ માણુસ સુખી થાય." એ પછી ડોકું ઊંચું કર્યું તો ચંદ્ર ઊગેલો જોયો, અને પોતાના ઘરતરફ પગલાં ફેરવવા માં-ડયા. ખેતરોમાંથી જતાં તેની આસપાસ જનાવરો જોઇને તે બો-લ્યો, "તમેજ સુખી છો અને મારા (દુ:ખના) બોજથી તમને આમ કચરી નાંખું છું, માટે મારા ઊપર રેશે ભરાશો નહીં; અને હું પણ, ઓહો પ્રાણીઓ! તમારૂં સુખ જોઇને અદેખાઇ લાવતો

નથી કેમકે એ સુખ મનુષ્યના અંગે નથી; મને જે પિડાઓ છે તે તમને ન°‘ મને દુઃખ લાગ્યા વિના પણ દુઃખની ધાસ્તી રહે છે ુઃખ સંભારીને હું કોઈ કોઇ વખત કંપી ઉઠું છું કોઇ વખત દુઃખોનો આગળથી વિચાર કરીને ચમકું છું. .હાહા! ઈશ્વરને ત્યાં (કેવી લીલા અને) અદલ ઇનસાફ છે કે સુખ અને દુઃખને સમતુલ્ય મુકેલાં છે.”



“ડોકું ઉંચું કરયું તો ચંદ્ર ઉગેલો જોયો.” (પૃ. ૮.)

આમ ઉપર લખેલા વિચારોમાં ચાલતાં ચાલતાં ગીરફતાર થઇ શોકદાયક રાગડો તાણવા લાગ્યો. પરંતુ તેના મોઢા ઉપરથી એવું દિસતું હતું કે આ પોતાની ચંચળતામાં તેને કેટલોએક આનંદ પ્રાપ્ત થતો હતો, તથા જે સુરસ ભાષણથી તે વિશે એનો વિલાપ કરતો હતો. તેથી અને તે તેના નાજુકહૃદયપર કેવી અસર કરતું હતું તે જોઇને આવા સંસારના સુખોમાંથી તેને દિલાસો મળતો હોય તેમ પણ ભાસતું હતું. રાત્રની બેઠકોમાં તે ઉમંગથી સામેલ થઈ ગયો. અને તેનો રોશ ઉતરેલો જોઇને બધાંને આનંદ પ્રાપ્ત થયો.

## પ્રકરણ ૩ જું.

### જેવું જોઇએ તેવું હોય ત્યારે બાકી શણ આપે!

બીજે દિવસે એનો આગલો ગુરૂ પોતે તેના મનને ભુખ્યું સમજી ગયો છે એવું ધારી, તથા સમજાવી તેનું નિવારણ કરવાની આશાથી માથું મારીને તેની સાથે મુલાકાત કરવાનો પ્રસંગ તેણે શોધ્યો; પણ એ રાજપુત્ર ઘણા દહાડા થયા પાઇ ગયો હતો કે એની બુદ્ધિ (રૂપી ખરચી) ખુટી ગઇ છે; માટે તેને મળવાને ખુશી ન હતો; ને મનમાં કહેવા લાગ્યો, "આ માણસ મારી પુઠ કેમ છોડતો નથી; જે જે વાતો નવી નવી તે મને કહેતો હતો ને મને પસંદ પડતી હતી તે વાતો મારા મનમાંથી કાહાઢી નાંખવા એ નહીં દે? કેમકે તેમાં મને રસ લાગે માટે તે ભુલી જવી જોઈએજ." (આમ બડબડતો) તે ઝાડીમાં ચાલ્યો ગયો. અને પોતાની નિયમિત સમાધી ચઢાવવાને માટે જરા થંડો પડવા લાગ્યો;અને જરા મન ઠેકાણે આણી વિચારો ઉત્પન્ન થવા માંડેછે એટલે જુએછે તો ગુરૂજી પાસે આવીને ઉભેલાજછે. જલદીથી પોતાના સ્વભાવને અનુસરી ત્યાંથી રૂખસદ થવાનું પેહેલવેહેલાં જરાએક તે મન કરેછે; પણ જેને આગળ પુજ્યની માફક ગણેલો અને જેની હજુ અદબ પાળતો હતો તેવા માણસને દુ:ખ લગાડવું ઠીક નહીં એમ સમજી તેને બોલાવીને પોતે પાસે બેસાડયો.

૨. વૃદ્ધ ગુરૂજીએ આથી જરાતરા ફુલાઇને રાજપુત્રની તબીઅતમાં થોડા કાળ થયાં જે ફેરફાર થયો હતો, તેનો સંતાપ પોતે કરી તેને પુછવા લાગ્યા કે, મેહેલની મોજ શોખો છોડી હમેશાં એકાંત અને શાંત ગંભીર જગાઓમાં બેસોછો, તેનું કારણ શું હશે? તેનો જવાબ રાજપુત્રે વાળ્યો કે, "મોજ શોખમાંથી હું નાસુંછું કેમકે હવે મોજ શોખથી મને ગમત પેદા થતી નથી; હું દુ:ખી છું માટે હું ઉદાસી રહુંછું, અને બીજાઓની સાથે રહીને તેઓના સુખમાં ઝાંખાસ આણવા હું ઇચ્છતો નથી." ગુરૂજી બોલ્યા, આ સુખાશ્રમમાં તમેજ પેહેલ વેહેલાં દુ:ખનું નામ કાઢો છો: હું આજે એટલા માટે આવ્યોછું કે, તમારા દુ:ખને વાસ્તે

કંઇ વાસ્તવિક કારણ નથી એવી તમને ખાતરી કરી આપવી. અત્રે આબિસિનિઆના માહારાજાની કૃપાથી જે જોઇએ તે છે. અત્રે કંઈ કષ્ટ કરવું પડતું નથી, તેમ કંઈ કશાનો ભો પણ નથી તથાપિ કષ્ટ અને ભયથી જે મેળવાય અથવા લેવાય તે બધું મળી આવેછે. જરા આંખો ફેરવીને મને કહો કે, કયી ખોટ તમારી પુરી પડતી નથી અને જ્યારે તમને કશાની કમી નથી ત્યારે તમને દુઃખ શાનું છે?

૩. રાજપુત્ર બોલ્યો કે, "મને કંઇ કમી નથી અથવા કે મને શું કમી છે તેની ખબર નથી તેજ મારા વિકારનું મૂળ કારણ છે. જો મને કમીની ખબર હોત તો તે બાબત મારા મનમાં ઉમેદ રેહત. તે ઉમેદથી મને પ્રયત્ન કરવાનું મન થાય; અને ત્યારે પુર્વે તરફના પાહાડો તરફ સુર્યને ધીમો ધીમો ઉતરતો જોઇ મને પસ્તાવો થાય નહીં અથવા કે જ્યારે પોહોફાટે છે અને આંખમાંથી ઉંઘ ઉડી જાય છે ત્યારે મને ગમગીની આવે નહીં. આ ઘેટાંઓને અને બકરાંઓને એક એક પછવાડે દોડતાં જોઇને મન પણ એવું થાય છે કે, મારે પણ એવું કોઈ પાછળ મંડવાનું હોય તો કેવું સારૂં? પણ જે જોઇએ તે અહિંયાં છે તેથી મને દિવસ અને ઘડી સરખાં દેખાય છે. તેમાં ફરક એટલો કે બીજા કરતાં પેહેલો મને વધારે ભારે લાગે છે. હવે તમારા અનુભવ ઉપરથી મને કહો કે બાળપણમાં જે વખતે સૃષ્ટિ બધી નવી હતી અને પળે પળે આગળ ન જોયું હોય એવું નજરે પડતું હતું તે વેળાએ જેવો દિવસ ટુંકો લાગતો હતો તેવું શી રીતે થાય તે બાબત કંઇ હોય તો બતાવો. ઉપભોગમાં કંઇ બાકી રાખી નથી માટે કંઈ નવી તૃષ્ણા થાય એવું ખોળી કાહાડો."

૪. આ નવી જાતની પિડા જોઇને વૃદ્ધ પંડિતજી ચમકયા, અને શો ઉત્તર વાળવો તેની શુદ્ધિ રહી નહીં, તથાપિ છાના રહેવાને ગમ્યું નહી. તે બોલ્યો; "ભાઇ સાહેબ દુનિઆનું દુઃખ જુવો તો આ તમારી સાંપ્રત સ્થિતિનો મર્મ સમજશો." રાજપુત્રે કહ્યું, "ઠીક મારે જે જોઈતું હતું તે મળ્યું. હવે હું દુનિઆનું દુઃખ ક્યારે જોઉં એવું મને થાય છે; કેમકે દુઃખના જોવાથી સુખનો ઉપયોગ થાયછે."

## પ્રકરણ ૪ થું.

### રાજપુત્ર વિચારમાં અને દલગીરીમાં રહે છે.

આ વેળાએ વાળુસમયનો ડંકો થયો એટલે વાત બંધ પડી. ગુરૂજી તો જે વિચાર અટકાવવાને ધારતા હતા તે વિચાર દૃઢ થયો જોઈને તેમનું મોંહ ઉતરી ગયું, તેથી ચાલતા થયા. પણ ઘણા દિવસ થયા વેઠેલું હોય તે આપણે સેહેલથી વેઠી શકીએ છીએ અથવા કે વૃદ્ધાવસ્થામાં આપણને બીજાઓ થોડા ગણે છે માટે આપણે પણ તેમને થોડા લેખીએ; અથવા કે જે પિડાઓ મરણથીજ છુટવાની છે, તે પિડાઓની ઉપર આપણે ઝાઝી દરકાર રાખતા નથી એ કારણોને લીધે વૃદ્ધપણમાં દુઃખ અને શરમ ઝાઝીવાર રેહેતાં નથી.

૨. રાજપુત્ર તો આગળ વધારે આંખો ઉઘડી તેથી તેના મનના જુસ્સાઓ તુરતા તુરત દબાવી શકયો નહી. પેહેલે તો કુદરત પ્રમાણે મનુષ્યનું લાંબુ આયુષ્ય જોઇ તે બહુ ગભરાયો હતો કારણ કે તે એમ સમજતો કે ઘણા દહાડા લેવા માટે ઘણું દુઃખ સહન કરવું પડશે. હાલમાં પોતાની તરૂણ અવસ્થા જોઇને ખુબ મગ્ન થયો કે હવે ઘણા વર્ષમાં ઘણું કરી શકાશે.

૩. તેના મનની અંદર આશારૂપી જે પેહેલું આ કિર્ણ પડયું તેથી તેના ગાલ ઉપર નવી લાલાસ અને આંખમાં નવો ચળકાટ આવ્યો. હવે મનની અંદર કંઇ પણ કરવું એવી લેહે લાગી રહી છે પણ તે શું અને કેમ કરવું તે બાબત સાફ કશી ખબર તેને હતી નહીં. હવે ઝાઝો ઉદાસી અને વેગળો રેહેતો નહીં. પણ પોતાના અંદર કાંઈ ગુપ્ત સંગ્રહ છે તેનો લોકોથી છુપાવ્યાથીજ ખરો ઉપભોગ થશે એવું જાણીને તે બધા પ્રકારની ગમતોમાં મન દે છે એવું બતાવી જે અવસ્થાથી પોતે કંટાળેલો હતો તેમાં બીજાઓને સુખ ઉપજાવવાના પ્રયત્નો માંડતો. પણ ગમે તેટલી મોજ હોય અને ગમે તેટલો વખત તે ચાલે તો પણ જીંદગીનો ઘણો ભાગ તેથી ખાલી પડયા વીના રહેતો નથી. રાત્ર અને દિવસમાં ઘણો વખત મળે છે. તેમાં કોઇ ન જાણે એમ એકાંત વિચાર કરવાને

બની આવે છે. સંસારનું દુઃખ ઘણું ઓછું થયું અને પોતાનું કામ લોકોમાં ખૂબ રહ્યાથીજ સિદ્ધ થશે એવું મનમાં આવ્યાથી તે મંડળીઓમાં ઘણા હર્ષથી જતો, અને એકાંતવાસમાં પણ ઘણી ખુશીથી આંખ ચુકાવી જતો કેમકે હવે તેને વિચાર કરવાનો વિષય મળ્યો હતો.

૪. તેનો મુખ્ય શોખ એ હતો કે જે દુનિયા પોતે જોઇ નથી (તે કેવી હશે) તેની મનમાં કલ્પના કરવી. નાના પ્રકારની હાલતોમાં પોતે પડવું; કલ્પિત વિટંબણાઓમાં લુબ્ધ થવું; મોટાં સાહસો માથે વ્હોરવાં; પણ આવા પરમાર્થમાંથી આખરે એટલાજ પરિણામો થતા કે પરદુઃખનિવારણ થાય, દગાઓ જણાઇ આવે, જુલમ અટકાવાય, અને સુખ વધે.

૫. આમ વિચારમાં ને વિચારમાં તો રાસેલાસના વીસ મહીના વહી ગયા. મનની ગડબડાટમાં તે એવો તો મસ્ત બની ગયો હતો કે પોતે પોતાનું એકાંતપણું વિસરી ગયો. અને સંસારી ખટલાના જુદા જુદા બનાવોના ઘડી ઘડીના વિચારમાં શી રીતે લોકોમાં સામેલ થવું તેનું પણ ભાન રહ્યું નહીં.

૬. એક દિવસે નદીની પાળપર બેઠોછે તેવામાં તેના મનમાં એવું આવ્યું કે કોઇ એક નમાઇ સાસરવાસણીનો કોઇ લુચ્ચો આશક સાસરવાસો લુટી લેછે; અને બુમો પાડતી તેની પછવાડે તે માગતી માગતી અને પોતાની વારે કોઇ ધાય માટે દોડેછે. આ બીના એવી તો મગજમાં ઠસી ગઇ કે, પોતેજ તે બિચારીના રક્ષણ અર્થે ઉભો થઇ ગયો, અને તે ચોરને પકડવા જાણે ખરેખરા ચોરને પકડવાને દોડે તેવી હોંસથી આગળ દોડ્યો. બીકે કરીને સ્વભાવિક રીતે અપરાધી માણસોના પગ વેહેલા ઉપડેછે માટે રાસેલાસ પોતાની આટલી બધી મેહેનત છતાં તે ચોરને પકડી પાડી શક્યો નહીં. પણ જેના કરતાં પોતાથી વધારે દોડાય નહીં તેને થકવવો એવો નિશ્ચય કરી પોતે જ્યાં સુધી પાહાડની તળેટી આવેથી અટક્યો ત્યાં સુધી દોડયાં કર્યું.

૭. એટલે ભાન આવ્યું અને પોતાની ધીટતા જોઇને હસી પડ્યો. અને પહાડ તરફ ઉંચા ડોળા કરીને બોલ્યો કે "મારા

સુખના ઉપભોગમાં અને પરમારથ કરવામાં આજ મોટું નડતલ છે. કેટલાક દહાડા થયાં મારા વિચાર અને મારી ઉમેદો આ ચકરાવાની બહાર જવાને થઇછે તોપણ તે ખસેડવાને હજુ મેં કંઇ પ્રયત્ન કર્યો નથી."

૮. આવા વિચારથી અચંબો પામી તે પાછો મનન કરવા બેઠો એટલે સ્મૃતિ થઇ કે આ કારાગ્રહમાંથી જવાને પેહેલો વિચાર કર્યો ત્યારથી સૂર્ય પોતાના વાર્ષિકભ્રમણમાં બેવાર માથા ઉપર થઇને ફરી ગયો છે. અગાડી કોઇ દિવસ નહીં જોએલી દીલગીરી તેને પ્રાપ્ત થઈ. તેણે જોયું કે આટલા ઢંગામમાં તો કેટલું થયું હોત. પણ કંઇ વાસ્તવિક તેના ચિન્હ પાછળ રહ્યાં નથી. વીસ મહીનાનો માણસના આયુષ્ય જોડે મુકાબલો કરવા બેઠો. તેણે કહ્યું કે "આયુષ્યમાં બાલ્યાવસ્થાનું અજ્ઞાનપણું અને ઘડપણની અશક્તિ ગણવી નહીં. આપણે ઘણા મોટા થઇએ છીએ ત્યારે વિચાર કરવા શિખીએ છીએ અને પછી તુરતજ શરીર નભતું નથી, એટલા માટે માણસના આયુષ્યની ખરી અવધ બ્યાજબી રીતે ૪૦) વર્ષની ગણવી જોઈએ. અને તેમાંનો મેં $\frac{1}{24}$શ ભાગ આમ તેમ વિચારમાંને વિચારમાં ગુમાવ્યો છે. ગયો કાળ મારે હસ્તક હતો માટે તે મારો હતો એમાં શક નથી; પણ બીજા ૨૦) મહીના મારે આવશે એવું છાતી ઠોકીને કેમ કહેવાય?"

૯ આ પોતાની મૂર્ખાઇનો ભાસ થવાથી તેને બહુજ માઠું લાગ્યું, અને પાછા પોતાને ઠામે પડતાં ઘણો કાળ ગયો. તે કહેતો કે "આ સિવાયનો બીજો મારો વખત મારા બાપદાદાના વાંક અથવા મૂર્ખાઇથી અથવા મારા દેશના કઢંગા રીવાજથી ગયો તે યાદ આણીને મને બેચ્હેની થાય છે, પણ પસ્તાવો થતો નથી; પરંતુ જ્યારથી મારા દિલમાં નવી બુદ્ધિ આવી તથા જ્યારથી ખરા સુખનો વિચાર મેં બાંધ્યો ત્યારથી જે મહિના ગયા તેનો દોષ મારે શિર છે. મેં જે ખોયું તે પાછું કદાપિ મળનાર નથી. આળસુ એદીની માફક પડયા રહીને આકાશ તરફ વીસ મહિના થયાં સૂર્યને ઉદય ને અસ્ત થતાં મેં જોયા કરયો છે. એ કાળમાં પક્ષીઓ પોતાની માદાની સોડમાંથી નિકળી

ગયાં છે; અને જંગલ અને આકાશમાં સ્વતા ઉડે છે. બકરાંઓ ધાવણુ છોડીને પોતાની હિમતથી ચારો શોધવાને ટેકરાઓમાં જરા જરા ચઢતાં શિખ્યાં છે. મેંજ એકલાએ કંઇ વધારો કર્યો નથી, અને હજુ પણુ અજ્ઞાની અને બળહીન છું. ચંદ્રની વીશ કરતાં વધારે વખત કળાઓ બદલાયલી જોવાથી મને બોધ થવો જોઇતો હતો કે આ સંસાર પણુ એવોજ ખટરાગી છે. મારા પગ આગળ થઇને પાણી વહ્યું જાય છે તે જોઇને મારે પોતાનો વાંક કાઢી સુસ્તી ઉડાવવી જોઈતી હતી, પણુ બંદાતો પૃથ્વીના ઉદાહરણોથી અથવા ગ્રહોના બોધથી મર્મ ન સમજતાં વિચારરૂપી વૈભવનુંજ એઠાં એઠાં મિષ્ટાન કર્યા કરતા હતા. હાય હાય ! વીશ મહિના ગયા છે તે કોણુ પાછા આણી આપશે ?"

આવા શોકદાયક વિચારો એના મનમાં સજ્જડ પેસી ગયા, અમથા વ્યર્થ ઠરાવો કરવામાં વધારે વખત ખોવો તેમાંજ બીજા ચાર મહીના ગયા. અને કોઇએક છોકરીના હાથથી કાચનો પ્યાલો ભાગી ગયો હતો તેને બોલતાં સાંભળી કે જે સાજું ન થાય તેનો અફસોસ કરવો નહીં, તે સાંભળીને વધારે કામ કરવાને તેની પાછી આંખ ઉઘડી.

આ સ્પષ્ટ હતું અને રાસેલાસને તે સુજયું નહીં વાસ્તે પોતાના મનમાં ઘણો પસ્તાવો લાગ્યો. તેને અકસ્માતથી કેટલીક ઉપયોગી સૂચનાઓ મળે છે તેથી કેટલીક વખત દૂરની વાતો ઉપર મન લાગેલું હોય છે તેથી પોતાની સમક્ષ જે પડેલું હોય છે તે તેને દેખાતું નથી એ વાત તેના જાણુવામાં નહતી, અથવા સ્વપ્નામાં પણુ ધારી નહીં હોય. થોડોએક વખત તેણે વિમાસ્યા કર્યું; અને તે વખતની પછી આ સુખ-બેડીમાંથી મુક્ત થવાના ઉપાયો શોધવામાં બધું લક્ષ આપવા માંડયું.

---

## પ્રકરણ ૫ મું.

### રાજપુત્ર નાસવાના ઉપાયો શોધે છે.

હવે તેને માલમ પડયું કે જે **વાત સેહેલથી થશે એવું ધારવું જેવું સેહેલ છે, તેવું તે કરવું** કઠણ છે. પોતાની આસપાસ જુવે છે તો ચોગરદમ કુદરતની ચોકી પોતા ઉપર છે. જે ચોકી હજુ સુધી કોઈથી તોડાઇ ન હતી; અને બીજી ચોકી દરવાજામાં હતી તેથી એક વખત દાખલ થયો કે તેમાંથી કોઇથી ફરી નિકળાતું નથી. પાંજરામાં પુરેલા ગરૂડ પક્ષીની માફક તેના મનને તાળાવેલી લાગેલી હતી: તે અઠવાડીએ અઠવાડીએ પાહાડો ચઢીને જોતો હતો કે ઝાડોથી ઢંકાએલુ એકાદું બારૂં જડી આવે છે. પણ ઘણી ઊંચાઈને લીધે એકુ શિખર સુધી તેનાથી જવાયું નહીં. લોઢાનો દરવાજો ખોલવાની તો તે આશા મુકીને બેઠો, કેમકે તેને કળા કૌશલ્યથી જેટલો મજબુત થાય તેટલો કર્યો હતો તેટલુંજ નહીં પણ તેના ઉપર વારા ફરતી પોરાગીરો ચોકી કરતા, તથા તેનું ઠેકાણું એવું હતું કે બધા રહેનારાઓની નજર નિરંતર તેના ઊપરજ રહેતી હતી.

૨. પછી તે સરોવરનું પાણી જે બખોલમાં થઇને જતું હતું તે તપાસવા લાગ્યો અને તેના ઉપર તડકો આવેલો હતો તે વખતે જોયું તો તેમાં આડકતરી ફાટ જણાઇ. તેમાં થઈને પાણી તો ધીમે ધીમે ઘણીએક વાટે જતું હતું પણ કોઇ સઘન પદાર્થ ભરાઈ રહે એવું માલમ પડયું. પાછો નિરાશ થયો અને તેનું મન તુટી ગયું. પણ આશાથી કેવું સુખ થાયછે તેનો અનુભવ મળ્યો હતો તેથી તેણે નિશ્ચય કર્યો કે છેક હિંમત હારવી નહીં.

૩. આમ વ્યર્થ શોધમાં દસ મહીના ચાલ્યા. વખતતો હવે ઘણી ખુશીમાં જતો. સવારમાં ઊઠે ત્યારે કંઈ નવી આશા તેને રહેતી. સાંજના પોતાનો ઉદ્યમ જોઇને સંતોષ પામતો અને રાત્રે શ્રમથી નિરાંતે ઊંઘતો. તેને હજાર પ્રકારની ગમતો મળતી હતી. તેમાં એ મેહેનત વિસરી જતો અને તેનું મન ઘણા વિચારોમાં રહેતું. તેના જોવામાં વનસ્પતિના ગુણો અને પ્રાણીઓની અનેક

તરેહની બુદ્ધિ આવતી હતી. અને ત્યાં ચમત્કારની બાકી નહતી તેથી તેણે મનમાં નિર્ણય કર્યો કે જો આમાંથી નિકળી જવાય તો તેનોજ વિચાર કરીને સંતોષ વાળવો અને હજુ સુધી પોતાની મેહેનતમાં નિષ્ફળ થયો હતો તે પણ એનેજ લીધે. પ્રચ્છક શકિત વધારવાને આ એક અખુટ ભંડાર મળ્યોછે, એમ સમજી મનમાં રાજી થયો. પણ તેનો મૂળ વિચાર હજુ ભાગી પડ્યો ન હતો. માણસોની પ્રકૃતિનું કંઇ પણ જ્ઞાન મેળવવું એવો નિશ્ચય કર્યો. મનમાં ઈચ્છા તો જારી રહી પણ આશા કમી થતી ગઈ. હવે કેદખાનાના કોટો જોવાનું બંધ રાખ્યું અને નવાં બારાં મળનાર નથી એવું સમજી જાસ્તી પરિશ્રમ ન લેતાં તે શોધવાનું માંડી વાળ્યું. તોપણ પોતાનો વિચાર હમેશાં મનમાં રાખવો કે કોઇ કાળે એવો પ્રસંગ હાથ આવે તો તે છોડવો નહીં.

---

## પ્રકરણ ૬ ઠું.

### *ઉડવાની વિદ્યાવિષે વિવાદ.

અહીંની સુખ અને સગવડને માટે જે કારીગરો આ **સુખાશ્રમ**માં લલચાઈ પડ્યા હતા તેમાં સંચાશાસ્ત્રમાં નિપુણ થએલો અને ઉપયોગી અને મનરંજન માટે કેટલાંએક કામ કરેલાં એવો

---

* ઉડવાનીવિદ્યાપર વિદ્વાનોનો વાદવિવાદ **ચાર્લ્સ** બીજાના સમયમાં થયો છે. વિલ્કીન્સનો આચાર્ય એ બાબતપર **બહુ** નક્કી હતો, ને તે કેહતો કે એમાં વિજય મળેજ; ને તે જણાવતો કે હવે પછીની નવી પ્રજા પાંખોથી ઉડવાનું શોધી કાઢશે. ઈતિહાસિક એક એવી દંતકથા છે કે એથેન્સના એક પ્રવિણ યાંત્રિક **ડેડેલસ** ને તેના પુત્ર **ઇકેરસ** સાથે ક્રિયેટના દુસ્તર કીલ્લામાં કેદ કીધો હતો. તેઓને જ્યારે બહાર નિકળવાનો કંઇજ માર્ગ જડ્યો નહી ત્યારે તેનો પુત્ર પાંખો બનાવી તેમાંથી નિકળી નાઠો હતો. **ઇકેરસ** જુસ્સામાં એટલો તો ઊંચો ગયો કે સૂર્ય મંડળની લગોલગ ગયો, જેથી તેની પાંખો બળી ગઇ, ને તે દરિયામાં પડ્યો.

એક ઉસ્તાદ હતો. પાણીએ કરીને ચક્કરો ફેરવી તે વડે તેણે ઉપર કિલ્લામાં પાણી ચડાવ્યું હતું; અને ત્યાંથી મેહેલના બધા ઓરડામાં પાણી પહોંચાડવામાં આવતું. બાગમાં એક તંબુ ઉભો કરેલો હતો તેની આસપાસ હિકમતથી વરસાદ વરસાવી હવા હમેશાં થંડી રાખવામાં આવતી હતી. જનાનાને વાસ્તે એક વાડીમાં મુકામ રાખેલો હતો તેમાં જે પંખા ટાંગેલા હતા તેમાં થઈને ઝરણનું પાણી વહેતું હતું. તે વડે તે નિરંતર હાલ્યાં કરતાં અને મધુર ગાયનનાં વાજાં વગેરે છેટે છેટે મુકેલાં હતાં તેમાંથી કેટલાંએક પવનના યોગે અને કેટલાંએક પાણીનાં બળે વાગ્યાં કરતાં હતાં.

૨. આ ઉસ્તાદને રાસેલાસ કોઇ કોઇ વખત મળવા જતો હતો, કેમકે કોઇ પણ પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાને તેને ઘણી હોંસ રહેતી તેથી તે એવું સમજતો હતો કે કોઇપણ દિવસ એનું બધું જ્ઞાન બહારની દુનિઆમાં ખપ આવશે. રોજની માફક એ તેને ત્યાં ગપાટા મારવા ગયો અને જુએછે તો ઉસ્તાદજી સહડથી ચાલે એવી ગાડી બનાવવામાં મંડેલા છે; તેની નજરમાં ઉતર્યું કે એ વાત સપાટ જમીન ઉપર બનવાને કંઇ મુશ્કેલ નથી અને તેની બહુ તારીફ કરીને એ કામ પુરું કરવાને આજ્ઞા કીધી. રાજપુત્રનો આટલો બધો વિનય જોઇને સદરહુ કારીગર બહુ ખુશી થયો તથા હજુ વધારે પ્રીતિ સંપાદન કરવા માટે નિશ્ચય કીધો. તેણે કહ્યું, "મહારાજ, તમે હજુ શિલ્પશાસ્ત્રથી શું શું બનેછે તેમાંનું કિંચીત જોયું છે. ઘણા દિવસ થયા મારા મનમાં એમ વળી આવ્યું છે કે વહાણ અને ગાડી જેવાં ધીમાં વાહણને બદલે માણસ વધારે જલદી જવાને માટે પાંખોનો ઉપયોગ કરી શકે; કેમકે જ્ઞાનીને હવાનાં સ્થળો સારી પેઠે પસંદ છે, અને ફકત અજ્ઞાની અને સુસ્ત લોકોનેજ પૃથ્વિ ઉપર ઘસડાવું પ્રાપ્ત થાય છે.

૩. આ સુચના સાંભળીને રાજપુત્રના મનમાં પહાડ ઓળંગી પેલેપાર જવાના વિચાર પાછા ઉઠયા. એ કારીગરે જે જે કરેલું હતું તે એને માલમ હતું તેથી એના મનમાં સેજ ઉતર્યું કે એ વધારે કરી શકે તોપણ જરા વધારે પાછું નિરાશ થવાથી

દુઃખ ન થાય માટે જરા વધારે પુછપાછ કરવાનો વિચાર કર્યો. તેણે પેલા કારીગરને કહ્યું કે મને દેહશત લાગેછે કે કલ્પના આગળ તમારી બુદ્ધિ ચળી જાયછે અને આ તમારા મનમાં છે અને તમે જાણોછો તે નહી એવું તમે મને કહ્યું. દરેક પ્રાણીને પ્રત્યેક તત્વ નિમેલા હોયછે. પક્ષીઓને માટે હવા અને માણસ ને પશુને માટે પૃથ્વિ છે. પેલા કારીગરે જવાબ દીધો એમજ છે તો, માછલાંઓ પાણીમાં રહેછે તેમાં પશુઓ અંગજ્ઞાનથી અને માણસો કળાથી તરી શકેછે તેને ઉડવા વાસ્તે અંદેશો આણવો નહી. તરવું એટલે ઘટ પદાર્થમાં ઉડવું અને ઉડવું એટલે પાતળા પદાર્થમાં તરવું માટે જે પદાર્થમાં થઈને આપણે જવું હોય તે પદાર્થના ગુરૂત્વ પ્રમાણે દમ લેતાં આવડવો જોઇએઃ તમારા શરીરના ભારથી હવા દબાઇ ખસીજતાં પેહેલાં દમ છુંટી આગળ વેગા વધે તો હવાના અંદર તમે અધર રહી શકો.

૪ રાજપુત્રે કહ્યું, "પણ તરવાના ખેલમાં ઘણો શ્રમ પડે છે. જોરાવર માણસના હાથ પણ જલદી ભરાઇ આવેછે. એટલા માટે હું ધારૂં છું કે ઉડવાના ખેલમાં એથી પણ વધારે જોર કાઢવું પડશે, અને તરવા કરતાં વધારે ઉતાવળી હવા કપાય નહીં માટેજ પાંખથી કંઇ કામ સરે નહીં." કારીગરે કહ્યું કે, "જમીન ઉપરથી ચઢતાં મેહેનત ઘણી પડશે, કેમકે ભારે શરીરના મરઘાં, બટકાંઓને એમ થાય છે, પણ જેમ ઉંચે ચઢતા જઇશું તેમ તેમ પૃથ્વિનું ગુરૂત્વાકર્ષણ અને શરીરનો ભાર ઓછો થતો જશે, અને આખરે એવી જગ્યામાં આપણે પહોંચીશું કે જ્યાં માણસ પડવાની ધાસ્તી વના હવામાં તરયાં કરશેઃ ત્યારે આગળ જવું એવો વિચાર રહેશે, એટલે જરા પણ હાથ હલાવ્યા કે આગળ જવાશે. તમે મહારાજ આટલી બધી ઇન્તેજારી રાખોછો માટે જુઓ કે કોઇ પણ વિદ્વાન આવી પાંખો બાંધી આકાશમાં ઉડતાં, પૃથ્વી તેનાપરના લોકો સહિત પોતાની નીચે ફરતી અને તેમાં તેની દર રોજની ગતિથી એકજ અક્ષાંશ ઉપરના દેશો અનુક્રમે તેની નજર આગળ આવતી જોઇને કેટલો હર્ષ તેને ઉત્પન્ન થશે ! પેલા લટકતા જોનારને જમીન, દરિઓ, શેહેર અને રાનોને હાલતા જોઇ કેવી ગમત

થશે ? સરખા નિર્ભયપણાથી વેહેપારનાં પીઠ ગામ અને રણક્ષેત્રો જોવાં ! પહાડોમાં કોળીઓની વસ્તી અને ફળદ્રુપ દેશોમાં લીલાં લેહેર અને લોકોને સુખમાં દહાડા કાઢતા જોઈને તેને કેટલો આનંદ થશે ! ત્યારે **નીલ** નદીનો પ્રવાહ મૂળથી તે મુખ સુધી કેવી ઝડપથી જોઇ શકાશે. દૂર દેશોમાં જવાશે અને પૃથ્વિના એક છેડાથી તે બીજા છેડા સુધી સૃષ્ટિનું અવલોકન કરાશે."

૫. રાજપુત્ર—આ બધું થાય તો સારૂં, પણ એવી કલ્પિત અને શાંત જગ્યામાં કોઇ પણ માણસથી શ્વાસ ઘુંટાશે નહીં. મને કહ્યું છે કે ઉંચા પર્વતો ઉપર શ્વાસ લેતાં ઘણી મેહેનત પડે છે, તથાપિ આ ટેકરીઓ ઉપરથી હવા ઘણી પાતળી તથા આછી હોવાને લીધે પડતાં વાર લાગતી નથી; તે માટે હું ધારૂં છું જે, આવા પર્વતો જેવી ઉંચાઇમાં જીવજ ફકત રહી શકે. (પણ) ત્યાંથી નિચે ઉતરતાં જીવને ઘણો ભો રહેશે.

૬. કારીગર—જો પેહેલાંથી ઉઠતી તકરારોનું નિવારણ કરીયે તો કંઇ પણ કામ હાથમાં ધરાય નહી. આ મારા કામને જો તમે પસંદ કરશો તો હું મારે જોખમે પેહેલ વેહેલાં ઉડવાનો પ્રયત્ન કરીશ. બધા ઉડતા જનાવરોના ઘાટ હું જોઈ વળ્યો છું ને તેમાં માણસના ઘાટને અનુસરતી વાગળાઓની જોડેલી પાંખ મારી નજરમાં ઉતરી છે. એ નમુના પ્રમાણે કાલથી આપણે કામ કરવા બેસીશું તો આશા છે કે એક વર્ષ દહાડાની અંદર માણસને પકડવાથી અને અદેખાઇથી છટકી જઇને હવામાં ચઢાશે, પણ એક આટલી સરત રાખવી કે કિસબ કોઇને પ્રગટ કરવો નહીં. આપણા સિવાય બીજાને માટે પાંખો કરવાને તમારે મને કહેવું નહીં.

૭ રાસેલાસ—આવા મોટા લાભનો બીજાઓને તમે શું કરવા અટકાવ કરો છો ? આપણામાં બુદ્ધિ છે તે સઘળાનું સારૂં થાય એમ વાપરવી. પ્રત્યેક માણસને બીજાઓને લીધે ઘણું સુખ મળે છે અને જે બીજાઓનો આભાર જેનાપર થાય છે તેનો પાડ તેણે વાળવો જોઇએ.

૮ કારીગર—માણસ જો બધાજ સારી મતિના હોય તો મને તે બધાઓને ઉડતાં શિખવવાને ઘણી ખુશી થાય, પણ જ્યારે દુષ્ટ

માણસો પોતાની મરજી માફક આવી આકાશમાંથી સારા માણસો-નાપર હુમલો કરે તો સારાં માણસનો બચાવ કેમ થાય? આકાશ-માંથી આવતા લશ્કરને કિલ્લો, કોટ, પહાડ-પર્વત-પાણી અટકાવી શકતું નથી. ઉત્તર તરફના રાની લોકો આકાશમાં ઉડીને એકદમ તેઓની નીચે જે ફળદ્રુપ દેશ હોય તેના ઉપર સપાટાબંધ ઉતરી પડે. આ આશ્રમ ને જ્યાં રાજપુત્રોનો વાસ રહે છે ને સુખનું સ્થળ છે, ત્યાં પણ દક્ષિણ તરફના નાગાઓ એકાએક આવી વ-ણસાડી નાંખે.

૯ રાજપુત્રે તે વાત છાની રાખવાને કોલ આપ્યો અને મનમાં પકો ભરોંસો નહીં તોપણ કેવારે તે પુરૂં થાય તેની તેને ચટપટી રહેતી હતી. વખતે વખતે તે કામ ચાલતું જોવા જતો. કેટલો વધારો થયો તે જોતો અને ગતિ વધવાને અને જોર અને હલકાઈ બેસ આવે માટે ચમત્કારિક યુક્તિઓ બતાવતો. કારીગરને તો મનમાં હુંફ વધતી જતી હતી કે ગરૂડપક્ષીને પાછળ પાડી હું આગળ ચાલ્યો જઈશ એમાં કંઇ શક નથી, અને એ ભરોંસાનો ચેપ રાજપુત્રને પણ લાગવા માંડયો.

૧૦. વર્ષેકમાં પાંખો તૈયાર થઇ. મહુર્ત જોઈ એક દિવસે સવા-રના પહોરમાં ઉસ્તાજી ઉડવાને પાંખો બાંધી એક નાની ટેકરીપર નિકળ્યા. હવા ભરવાને માટે કેટલીક વારસુધી પાંખો ફફ-ડાવી અને ટેકરી ઉપરથી પછી ભુસ્કો મારયો અને તત્ક્ષણ તળા-વમાં જઈને પડયો. એની પાંખો હવામાં કંઇ કામ લાગી નહીં તે પાણીમાં તેને કામ લાગી. પાંખોથી તે પાણીમાં નીચે બેઠો નહીં, અને રાજપુત્રે તેને બ્હીકથી અને ઝાંખો પડી ગએલો તેથી અદસ-સ્તો થયલો એવો જમીનપર ખેંચી કાઢયો.

---

## પ્રકરણ ૭ મું.

### રાજપુત્રને એક પંડિત મળ્યો.

આ ઉત્પાતથી રાજપુત્રને કંઈ ઘણું ખોટું લાગ્યું નહીં; કેમકે નાસવાનો કંઇ બીજો ઈલાજ નહીં તેથીજ કોઇ દિવસ સારો આવશે એવી આશા રાખી બેઠો. હજુ પેહેલે લાગે આ **સુખાશ્રમ**માંથી નિકળી જવું એવો વિચાર તે રાખી બેઠો હતો. હવે તેની તરંગ શકિત મંદ થઈ દુનિઆમાં પ્રવેશ કરવાનો ભરોંસો રહ્યો નહીં. અને પોતાનું મન ઠેકાણે રાખવાના ઘણા પ્રયત્ન કર્યા છતાં પણ હળવે હળવે તેનામાં ઉદાસી આવવા લાગી; અને પાછો વિચારમાંને વિચારમાં હોલેદીલ બની જવાની તૈયારી થાય છે, એવામાં આ દેશમાં વખતે વખતે વર્ષાઋતુ બેસવાથી ઝાડીઓમાં જવાનું બન્યું નહી. આગળ કોઇ દિવસે ન થએલો એવો વર્ષાદ થઇ ઘણા દિવસનો સામટો વરસ્યો. આસપાસના પહાડો ઉપર વાદળાં તુટી પડતા તે પાણી ઉતરેથી મેદાનમાં ચોગરદમ પાણી પાણી થઇ રહ્યું. પાણી એટલું બધું વધી ગયું કે પેલા બાકોરામાં પાણી માઇ શકયું નહી તેથી તળાવની પાળો ફાટી ખિંડની સપાટી બરોબર રેલનું પાણી ચડી ગયું. ફકત જે ટેકરીઓ ઉપર મેહેલ બાંધેલો હતો તે અને ઉચાણ ઉપરની કેટલીક જગ્યાઓ માત્ર આંખેજ દેખાતી હતી. માટે મેંઢાઓ અને બળદ વગેરે શેહેરી અને રાની જનાવરો પોતાની જગ્યા છોડીને પહાડોમાં જતાં રહ્યાં છે.

૨ આ રેલને લીધે રાજપુત્રને ઘરમાં રહેવુ પડયું અને રાસેલાસનું દિલ "સંસારની જુદી જુદી હાલતો" ઉપર એક કવિતા કોઇ ઈમ્લાકે વાંચી સંભળાવી તેમાં રહી ગયું. એ કવિને તેણે પોતાના ઓરડામાં આવવાનો હુકમ કીધો, અને બીજી વખત પોતાની રૂબરૂ એજ કવિતા બોલાવી. પછી તેની જોડે મન મુકી વાતો કરી એટલે પોતાના મનમાં હર્ષ ઉપજયો કે આ માણુસ દુનિઆથી આવો વાકેફગાર અને દુનિઆના પ્રકારોનું આવું હુશિયારીથી વર્ણન કરી શકે એવો માણુસ મળ્યો એ સારૂં થયું. બીજા બધા મનુષ્યોને માહીતી છે તથાપિ બાળપણથી આ સુખ-કેદખાનામાં રહ્યાથી તેને ખબર ન-

થી એવી બાબતોવિશે તેને નાના પ્રકારના પ્રશ્નો પુછયા. એ કવિ એને અજ્ઞાન જોઇને સમજી ગયો અને એવી પૃચ્છકશકિત તેને ગમી અને દરરોજ નવી નવી બાબતોના બોધ કરી તેને ખુશ કરતો હતો. ઊંઘ વગર ચાલતું નથી, એથી રાજપુત્રને આખરે ખેદ પ્રાપ્ત થવા લાગ્યો, અને ઊંઘમાં પણ એની એજ ઝંખના રહેતી હતી કે સવાર કયારે થાય કે પછી ગમત મળે. આમ સાથે બેઠો છે તેવામાં, રાજપુત્રે શા સબબથી અને કેવા હેતુથી આ સુખાશ્રમમાં જન્મારો પુરો કરવાને આવવું પડયું તે તથા પોતાનો જન્મવૃતાંત માંડીને કહેવાનું ઈમ્લાકને ફરમાવ્યું. આ પોતાની કથા આરંભે છે તેવામાં રાસેલાસને નાચમાં જવાને તેડું આવ્યું તેથી સાંજપર એ વાત મુલતવી રાખવી પડી.

---

## પ્રકરણ ૮ મું.

### ઇમ્લાકનો વૃત્તાંત.

ગરમ દેશોમાં જાફત અને નાચ રંગના તમાસાનો ઘણું કરીને સંધ્યાકાળનોજ વખત હોય છે; તે માટે તે દિવસે મધ્યરાત્ર થઈ ગઇ ત્યારે ગાયન બંધ પડયું, અને રાજપુત્રીઓ પોત પોતાને મુકામે ગઇ; ત્યારે પછી રાસેલાસે પોતાના મિત્રને બોલાવી મંગાવી તેનો જન્મવૃતાંત ચલાવવાને આજ્ઞા કીધી.

૨ ઈમ્લાકે કહ્યું, મારી કથા ઘણી લાંબી નથી. વિદ્યાના અધ્યાયનમાં જે માણુસ રહે છે તેનો જન્મારો લોકોમાં પ્રસિદ્ધ થતો નથી, અને તેમાં ઘણાં જુદાં જુદાં પ્રકરણ પણ ભાગ્યેજ આવે છે. જાહેરમાં બોલવું; ખુણે બેસી વિચાર કરવો; વાંચવું અને લખવું; સાંભળવું પુછવું; અને પુછે તેનો જવાબ દેવો એજ વિદ્વાનોનો ધર્મ છે. તે દુનિયામાં ભભકા અથવા ઈર્ષાવગર ભટકે છે અને તેના જેવા શિવાય બીજા માણુસો તેને ઓળખતાં નથી અથવા તેની બુજ જાણુતાં નથી.

૩ **ગોયામા,*** જે નિલ નદીના મૂળથી ઘણું દૂર નથી, એ રાજ્યમાં મારો જન્મ થયો છે. મારો બાપ મોટો વેપારી હતો અને તેનો વેપાર આફ્રિકાના અંદરના દેશોમાં અને રાતા સમુદ્રનાં બંદરો ઉપર તે ચલાવતો હતો. તે આબરૂદાર, પ્રમાણિક, મિતવ્ય, અને ઉદ્યમી હતો; પણ નજરનો નીચો અને બુદ્ધિનો ટુંકો હતો; તેને પૈસો મેળવવાનો લોભ હતો, અને કોઇ પરગણાંના સુબેદારો રખેને 'લેઇ લે' માટે પૈસો છુપાવવાને તજવીજ રાખતો. (ગરીબ કેહેવડાવાને મેલો ઘેલો ફરતો હતો.)

૪. રાજપુત્ર બોલી ઉઠયો, "ખરે મારો બાપ પોતાના કામમાં ઘણી સુસ્તી રાખતો હશે, માટેજ તેના રાજ્યમાં બીજાના ખરા લોહીનું પેદા કરેલું કોઇ લેઇ શકેછે. તેને શું ખબર નથી, કે અધર્મ કરવાને અને તેમજ થવાને માટે રાજાઓને માથે પણ જવાબદારી રહે છે ! હું જો રાજા થાઉં તો મારી હલકામાં પણ હલકી રૈયત ઉપર જુલમ કરી કોઇને પણ છટકી જવા દેઊ નહી. હાકમીના જુલમથી તથા ખોવાની ધાસ્તીએ કોઇપણ વેપારી પોતાના પૈસાનો ખરો ઉપયોગ કરી શકતો નથી, તે સાંભળીને મારૂં લોહી તપી આવેછે—આમ લોકો ઉપર અખ્ત્યારી ચલાવનારા અમલદાર કોણ છે તેનું નામ કહે કે તેના અપરાધ પાદશાહની આગળ હું જાહેર કરૂં."

૫. **ઈમ્લાકે** કહ્યું, "મહારાજ, આપ જુવાન છો અને સત્યતા જાણો છો, માટે આટલો જુસ્સો તમારામાં રહેછે; પણ એવો સમય આવશે કે ત્યારે તમે પણ તમારા પિતાનો વાંક કહાડશો નહી, અને અમલદારનું નિરાંતથી સાંભળશો. **આબિસિનિઆના** રાજ્યમાજ જુલમ થાયછે, અથવા તેની ખબર પડતી નથી એવું નથી;

---

* **ગોયામા** અથવા **ગોજામ,** એ **આમ્હારા** પરગણાની પશ્ચિમમાં આવેલું છે, ને તે **આબિસિનયાની** પ્રાચિન કાળમાં રાજધાનીનું નગર હતું. **નીલ** નદી, જેને ત્યાંના સ્વદેશીઓ **અબાલી** અર્થાત **"નિલમાતા"** એવું નામ આપેલુંછે તે **ગોયામા** તાબાના સકેલા પરગણામાંથી નિકળે છે. આબિસિનિયાનું લાલસમુદ્રપરનું મુખ્ય બંદર **મેસુવા** છે.

પણ જેમાં બિલકુલજ અધર્મ થાય નહી એવું રાજ્ય આજ સુધી કોઈના જાણુવામાં આવેલું નથી. હુકમ એટલે એકના હાથમાં સતા અને બીજાએ તે ખમવી—અને જ્યારે સતા માણુસના હાથમાં રહે ત્યારે કોઇ કોઇ વખત તેનો ગેરઉપયોગ પણ થાયજ. ઉપરી અધિકારીની હુશિયારીથી ઘણો ફાયદો થાય, પણ તેથી બધો ફાયદો કોઇ કાળે થાય નહી. જે જે અપરાધો થાય તે તેના જાણુવામાં કદી આવે નહી—જેટલા જાણુવામાં હોય તેટલા બધાને કવચિતજ શિક્ષા કરવામાં આવે છે."

૬. રાજપુત્રે કહ્યું કે, "આ મારી સમજમાં ઉતર્યું નહી, પણ તારી જોડે તકરાર કરવા કરતાં તું કહેછે તે સાંભળવું એજ સારૂં—માટે તારી વાત ચલાવ."

૭. ઈમ્લાકે વાત ચલાવી; "મારા પિતાને અસલ વિચાર એવો હતો કે, વેપારી કામ માટે જેટલો જોઈએ તે વગર બીજો વિદ્યાભ્યાસ મને કરાવવો નહી, અને મારી યાદદાસ્તશક્તિ જબરી અને બુદ્ધિ તિવ્ર જોઇને તેણે ભવિષ્ય કહ્યું હતું કે, તું આગળ જતાં આબિસિનિયામાં ઘણોજ પૈસાદાર થઇશ." રાજપુત્ર બોલી ઉઠયો, "તારા બાપ પાસે ઉપભોગ કરે અથવા લોકમાં દેખાડે તે કરતાં જ્યારે વધારે દોલત હતી ત્યારે તેણે દોલતને વધતો લોભ શું કરવા રાખ્યો? તારી સત્યતાપર મારે શક ન લાવવો જોઇયે, તોપણ એ વિરૂદ્ધ વાતો સાથે ખરી કેમ પડે?"

૮. ઈમ્લાકે જવાબ દીધો—વિરૂદ્ધતાઓ બંધે સાથે ખરી હોયજ નહી, પણ માણુસને અંગે તે બધી ખરી થઇ શકેછે, પણ અનેકતા અને વિરૂદ્ધતામાં ફેર રહેછે. મારા બાપને વિચાર એમ હશે કે અગાડી જતાં સારા દહાડા આવશે. તેમ નહી તો માણુસના મનને કામમાં રાખવાને કંઈ પણ ઇચ્છા જોઇયે, અને જે માણુસની વાસ્તવિક ઇચ્છાઓ પુરી પડી હોય તેને કલ્પિત ઈચ્છાઓનો વિચાર પણ રાખવો પડે છે."

૯ રાજપુત્રે કહ્યું, "આતો જરા તરા મારા ધ્યાનમાં ઉતરેછે, તમને અટકાવ્યા માટે મને પસ્તાવો થાયછે."

ઈમ્લાક૦—"આ ઉમેદથી તેણે મને નિશાળે મોકલ્યો, પણ મને

વિદ્યાનો જરાએક રસ, ચાતુર્યનો ચટકો, અને બુદ્ધિનું અભિમાન આવવા લાગ્યું એટલે મારૂં મન પૈસા ઉપરથી ઉઠયું, અને મારા પિતાના આવા મુર્ખાઇના વિચાર જોઇ તેના ઉપર લ્યાનત આવી. મારા પિતાની આશા ભંગ કરવાનો વિચાર મારા મનમાં આવ્યો. વિશ વર્ષનો હું થયો ત્યાં સુધી મારા બાપની છાતી મને બહાર મોકલવાની ચાલી નહીં. એ અરસામાં ઘણાએક શિક્ષકોના હાથ નિચે રહી મારી સ્વદેશી ભાષાના બધા મૂળ ગ્રંથો હું શિખિ રહ્યો. ઘડીએ ઘડીએ કંઇ નવું શિખવાનું મળતું તેથી મને નિરંતર આનંદ પ્રાપ્ત થતો, અને જેમ જેમ હું મ્હોટો થતો ગયો તેમ તેમ મારા મનમાં મારા ગુરૂઓના ઉપરથી હેત ઉતરતું ગયું; કેમકે ભણતર પુરૂં થયું એટલે સાધારણ માણસો કરતાં તેઓ શ્રેષ્ટ અથવા વધારે ડાહ્યા હોય એવું મારી નજરમાં આવતું ન હતું.

૧૦. "આખરે મારા બાપે મને વેપારમાં નાંખવાનો ઠરાવ કર્યો અને ઘરમાનું ભોંયરૂં ઉઘાડી માંહેથી દસ હજાર મોહોર ગણી આપી અને મને કહ્યું, "બચ્ચા, આ પુંજીથી તમારે વેપાર માંડવો મારી પાસે તો તેનો ¼ પણ ન હતો, અને જો, ઉદ્યમ અને કરકસરથી મેં કેટલો વધાર્યો. આ તમારૂં છે, પછી ઉડાવી દો કે વધારો. ખ્યાલમાં અથવા સુસ્તીથી એ પૈસા ઉડાવી દેશો તો મારા અંતકાળ લગણ તમને પૈસાદાર થવાને બીજો પૈસો મળનાર નથી; પણ જો ચાર વર્ષની અંદર એને બમણા કરશો તો આપણામાં બાપ દિકરાનો વેહેવાર બંધ પડશે અને મિત્ર અને પંત્યાળાની માફક આપણે રહીશું, કારણ કે જે માણસને પૈસો મેળવવાનો હુંનર મારા જેવો આવડયો તેને હું મારા જેવો ગણું છું.

૧૧. "એ પૈસો હલકા સામાનની ગાંસડીઓમાં છુપાવીને તેનાં ઊંટો લાધ્યાં અને રાતા સમુદ્રમાં કિનારા ઉપર ચાલતાં ચાલતાં આવી પહોંચ્યા. જ્યારે પાણીના પથારપર મારી નજર પડી ત્યારે મારા હૈયામાં બંધીખાનામાંથી છુટેલા કેદીના જેટલો હર્ષ થયો. મારામાં નવી જીજ્ઞાશા પેદા થઇ અને આબિસિનિઆમાં નહીં માલમ એવી વિદ્યાઓ શિખવાનો અને બીજા લોકોની રીતભાતો જોવાને આ પ્રસંગ પકડી લેવાનો નિશ્ચય કર્યો. મારા બાપે

મને દોલત વધારવાને કહ્યું હતું; પણ તે પ્રમાણે ચાલવાને મારાથી ન તોડાય એવું કંઈ બંધન કર્યું હતું નહી; પણ એક દંડ તરીકે મને ધમકી આપી હતી અને એ દંડ ભોગવવો એ મારા અખ્ત્યારમાં છે—તેથી એવું ધારી આજ મનમાં રમી રહેલી ઇચ્છા પૂર્ણ કરવી અને વિદ્યા રૂપી જળ પીને જીજ્ઞાશાની તરસ હોલવવી, એવો નિશ્ચય કર્યો મારા બાપની સાથે સંબંધ રાખ્યા વગર મારે વેપાર કરવો હતો માટે મારે કંઇ બીજી હરકત રહી નહીં, તેથી વહાણના નાખુદા જોડે ઓળખાણ કરીને કોઇ બીજે દેશ જવાનો બંદોબસ્ત કર્યો. ક્યાં જવું એ વિશે મારા મનમાં કંઈ વિચાર નહતો. મારે એટલું બસ હતું કે કંઇ પણ જવું કે નવો દેશ જોઇ ન જોએલું જોવાય. માટે સુરત બંદરે જતા વહાણમાં હું ચઢયો, અને આ બાબતનો કાગળ મારા પિતાને મોકલવાને લખી આપ્યો.

---

## પ્રકરણ ૯ મું.

### ઈમ્લાકનું વૃત્તાંત ચાલે છે.

વાહાણપર ચઢી પાણીમાં બેઠા પછી જેમ જેમ જમીન દૂર જતી ગઇ તેમતેમ આસપાસ જોઇને મને ખુશીયુક્ત ભય પ્રાપ્ત થયું, અને બેહદ દેખાવ જોઇને મારૂં હૈયું ફુલવા માંડયું; અને મનમાં કલ્પના થઈ કે, આમ ચોગરદમ જોતાં કદી હું ડરાવાનો નથી. પણ થોડા વખતમાં આવા ઉજ્જડ એક સરખા મેદાનમાં તેનું તે–જોએલું જોઇને તે ઉપર વધારે જોવાને ઈચ્છા થઇ નહી. પછી વાહાણમાં નિચે ગયો અને મનમાં શંકા આવી કે, આ પ્રમાણે ભવિષ્યમાં બધા કામોમાં અને સુખોમાં આખરે નિરાશ અને નાઉમેદી નહીં થાય ? મારા મનમાં આવ્યુ કે જમીન અને દરિઆમાં ઘણો ફેર છે. પાણીપર મોજા અને સ્થિર પાણી દેખાય છે, પણ પૃથ્વિ ઉપર પ્હાડ, પર્વતો, શેહેરો, જંગલો આદિ જોવામાં આવે છે. તેમાં તેની ઉપર વિરૂદ્ધ વિચારના અને જુદી જુદી રીતભાતના

માણુસો વસે છે, અને સૃષ્ટિમાં મને જુદી જુદી બાબતો નહીં મળે તોપણ ત્યાં સંસારમાં અનેક પ્રકારો જોવામાં આવશે. આવા વિચારો કરી મારૂં મન વાળતો હતો અને સફરમાં વહાણ હાંકવાનું (જેનો મેં પછી કોઈ દહાડો ઉપયોગ કર્યો નથી) તે ખારવાઓ પાસે શિખી લેતો હતો અથવા જુદા જુદા સંસાર પ્રકરણોમાં શી રીતે મારે ચાલવું (તો પણ તે ચાલવાનો દાહાડો મારે આવ્યો નથી) તે બાબત ટીપ્પણો કરી કાળ ગુમાવતો હતો. વહાણમાં બેસી બેસીને છેક કંટાળી ગયો છું એવામાં સહી સલામત સુરત પ્હોંચાડ્યા. હું મારા પૈસા બાંધીને અને નામ પ્રમાણે થોડોએક સામાન વેચાતો લેઇને ઉત્તર હિંદુસ્તાન તરફ વણઝારાની પોઠો જતી હતી તેમાં દાખલ થઇ ગયો. કોણ જાણે ગમે તેમ, મારા સોબતીઓ પામી ગયા કે, મારી પાસે પૈસો છે, અને મારી પુછપરછ કરવાથી અને આશ્ચર્યપણા ઉપરથી તેઓને જણાઇ આવ્યું કે હું અણવાકેફ છું; અને મને નવતર જાણીને તેઓએ મને ઠગવો એ વ્યાજબી ધાર્યું, તથા તેઓના મનમાં એવું પણ હતું કે આમ છેતરાઈને દગા ફટકાનો હુનર પણ એણે શિખવો જોઇએ. તેઓ ઉપર રહીને ચાકરો પાસેથી ચોરી કરાવતા, અધિકારીઓ પાસે મને દંડાવતા અને તેમની જાતે કંઇ હાંસલ ન થતાં જરા જરા ખોટે બાહાને મારા ભજવા ખંખેરાવતા અને પોતાની હુંશીઆરી વધારે છે એવું સમજી મનમાં ખુશી રહેતા હતા."

૨. રાજપુત્ર.—જરા ઉભા રહો; માણુસોમાં પણ એવા દુષ્ટ હોય છે, કે પોતાને ફાયદો ન થતાં બીજાને નુકસાન કરે ? ઉત્તમ ગુણુથી બધાઓ રાજી થાય એ સેહેલથી સમજાય છે, અને તમારૂં અજ્ઞાન તે માત્ર સેહેજ અકસ્માત હતું અને તેમાં તમારો દોષ અથવા મૂર્ખાઇ ન હતી, માટે તેઓને ફુલાવાને કંઇ સબબ નહીં હોવો જોઇએ; અને તમારામાં જે જ્ઞાન નહોતું તે જ્ઞાન તમોને ફસવવાના કરતાં તમને સૂચના કરીને વ્યાજબી રીતે વાપર્યું હોત તો ચાલત.

૩. ઇમ્લાક.—"અહંકારી આદમી કવચિતજ આવા વિચારવંત હોય છે. તેઓ આવા નીચ ફાયદા મેળવવામાં સારૂં સમજે છે અને ઈર્ષા, ખારો બીજાઓના દુઃખ જોઈ સુકા-

બલો કરી પોતાનું સુખ છે એવું સમજી ફુલાય છે. તેઓ મારા દુશ્મન હતા, કારણ કે મને પૈસાદાર જોઇ તેઓ બળતા; તથા મારા જુલમગાર હતા, કેમકે મને અશક્ત જોઈ તેઓને આનંદ થતો."

૪. રાજપુત્ર.—ચલાવો, તું વાત કહે છે તે વિષે મને શક નથી પણ તેનાં કારણ તું ઉંધાં સમજે છે એવું મને લાગે છે.

૫. ઇમ્લાક.—"આ લોકની સોબતમાં હિંદુસ્તાનનું પાયતખ્ત જ્યાં સર્વોપરી મોગલ રહે છે ત્યાં એટલે **આગ્રે*** આવી પહોંચ્યો. ત્યાં દેશની ભાષા શિખવાને હું મંડી ગયો, અને પાંચ સાત મહીનામાં વિદ્વાનો જોડે વાત થાય એટલું ભાષાનું જ્ઞાન થયું. તેમાં પણ કેટલાએક મીજાજી અને ચીડીઆ, કેટલાએક બરબડીઆ અને મળતાવડા જોયા; કેટલાએક તો પોતે મહાશ્રમથી શિખેલો તે બીજાને બતલાવવાને રાજી ન હતા; કેટલાએકો એવું બતાવતા હતા કે, ભણવાનો તાત્પર્ય એજ કે પછી ભણાવાની શક્તિ મેળવવી. રાજકુંવરોના આખુનજી જોડે સીફારસ ચલાવી તેની જોડે ઓળખાણ કરી લીધું તેથી મને મહાવિદ્વાન જાણીને શેહેનશાહની હજુરમાં મારી મુલાકાત કરાવી. શેહેનશાહે મારા દેશ અને મુસાફરી બાબત ઘણીએક તરેહના પ્રશ્નો પુછ્યા; અને સાધારણ માણસ કરતાં કંઇ વધારે તેના મ્હોમાંથી નિકળ્યું હોય એવું આજ તો મને કંઈ સાંભરતું નથી, તથાપિ ત્યારે તો તેની બુદ્ધિથી વિસ્મિત થઇ અને તેના સ્વભાવથી મોહીત થઇ હું પાછો આવ્યો હતો. હવે મારી આબરૂ એવી તો વધી પડી કે જે વણઝારા જોડે મારી મુસાફરી થઇ હતી તેજ વણઝારાઓ દરબારની રાણીઓને ત્યાં સિફારસ કરાવવાને મારી પાસે આવવા લાગ્યા. તેઓને બેધડક મારા કાલાવાલા કરતાં જોઈને મને અચંબો લાગ્યો અને રસ્તામાંની તેઓની ચાલ વિષે સેહેજ મેં ઠપકો દીધો. મુંગા મુંગા નિચું જોઇને તેઓએ સાંભળ્યા કીધું અને લાજ અથવા પસ્તાવાનાં કંઇ લક્ષણ જોવામાં આવ્યાં નહીં. એમ ન માન્યું ત્યારે લાલચ બતલાવી પોતાનું કામ કહાડી લેવાની તદબીર કરી, પણ હું ઉપકાર અર્થે

---

* આગ્રા ને દિલ્હી એ મોગળ શેનશાહોની રાજધાની હતી.

જે ન કરૂં તે પૈસા અર્થે તો કરૂંજ નહીં; અને તેઓને સાફ ના કહી, તેનું કારણ તેઓએ રસ્તામાં મને નુકસાન કર્યું હતું માટે નહીં, પણ હું બીજાઓને છેતરવાને તેઓને ફાવવા દેવાનો નહીં માટેજ; કેમકે મેં જાણ્યું કે મારૂં નામ દેઇ એ લોકો એમની પાસેથી માલ હોરે તેમને ઠગ્યા વગર રહેનાર નથી. આગ્રામાં રહી જેટલું શિખવાનું હતું તેટલું શિખીને ઇરાન* તરફ ચાલ્યો; ત્યાં પૂર્વ વખતની ઘણી ઇમારતો મારા જોવામાં આવી, તથા સંસારના નવા સુખોનું અવલોકન થયું. ઇરાની લોકો ઘણાજ મિલનસાર રહે છે અને તેઓની બેઠકોમાંથી રીતભાત અને પ્રકૃતિ જોવાનો તથા મનુષ્ય સ્વભાવ નાના પ્રકારે સમજવાનો મને ઠીક લાગ મળ્યો. ઈરાન થઇને અર્બસ્તાનમાં ચાલ્યો. ત્યાંનાં લોક ભરવાડી અને લડવૈયા† દીઠા. તેઓને રહેવાને સારૂ મુકરર એકજ સ્થાન નથી. તેઓની દોલતમાં જુઓ તો ઘેટાં અને બકરાંઓ; અને મનુષ્યની માલમિલકત તેઓને જોઇતી નથી અથવા તેના ઉપર લોભ રહેતો નથી, તથાપિ તેઓ કાંઇ કાળ થયાં વંશપરંપરાથી મનુષ્યો સાથે લડાઇ કરતા રહ્યા છે.

---

## પ્રકરણ ૧૦ મું.

### કવિત્વ વિષે વિચાર.

"જ્યાં જ્યાં હું ગયો ત્યાં ત્યાં કવિતા અતિ ઉપરી વિદ્યા ગણાતી અને તેને ઇશ્વરી ઉપમા અને માન મળતું. એ જોઇને મને

* ઇરાન એ પ્રાચિન પરસીપોલીસનું કંઇક ચિન્હ બતાવે છે, ને ત્યાં પ્રાચિનકાળની ઘણી જોવાજોગ જગ્યાઓ ને ખંડિયેરો આજે પણ પડેલાછે.

† ભટકતા આરબો અથવા પશુચારો—એ ઇસમાઇલના વંશના છે. બૈબલના જીનીસીસનાં ગ્રંથમાં લખ્યું છે કે "તેઓ મનુષ્ય માત્રના શત્રુ ને મનુષ્ય માત્ર તેના શત્રુ છે."

આશ્ચર્ય લાગે છે કે, બધા દેશોમાં ઘણા જુના કવિ તેજ સર્વોત્કૃષ્ટ કેમ ગણાય છે? એનું કારણ કદાચ એવું હશે કે બિજાં બધાં પ્રકરણોનું ધીમે ધીમે (જ્ઞાન) સંપાદાન થાય છે, અને કવિત્વ એકદમ જન્મથીજ મળે છે, અથવા કે દરેક લોકોમાં પેહેલી કવિતા નવાઇ જેવી લાગી લોકોને વિસ્મિત કર્યાથી પેહેલું જે અમથું સેહેજ માન ગણાય તે વર્ષો થયે અપાવા લાગ્યું; અથવા કે કવિત્વના ગુણ હમેશાં જેવાના તેવા રહે એવા જે કુદરત અને મનોવિકારો તે વર્ણવા માટે પેહેલાં જે લખનારા થયા તેઓ, સારૂં સારૂં લાગ્યું તેનું વર્ણન કરી ગયા;* અને સંભવતા એજ ખરા બનાવો લેઇ વાતો જોડી તેથી પાછળ આવનારાઓને ભાગ કંઇ ન રહ્યાથી તે લોકોએ તેજ બાબતોનો ઉતારો કરવો, અથવા કે તેજ વિચારો લેઇ પાછળનાઓને નવું ગોઠવવું પડે છે. (ગમે તે) કારણ હો, પણ લોકો એવું કહે છે કે અસલના કવિઓના હાથમાં સૃષ્ટિ હતી અને તેઓના પછી આવનારાઓમાં ટાપટીપ વધી છે. માટે પેહેલાઓમાં પુખ્ત વિચાર અને બુદ્ધિ વધારે હોય છે અને પાછળના ઓનામાં (પ્રાસવિગરેની) ઝમક, શ્રૃંગાર, અને સફાઇ વધારે હોય છે.

૨. "આ વર્ગમાં મારૂં નામ દાખલ કરવાને મારી ઉમેદ થઇ. ઈરાન અને આરબસ્થાનનાં બધાં કવિઓ હું વાંચી ગયો, અને મક્કાની† મસીદમાં જે જે પુસ્તકો લટકાવેલાં છે તે મોંઢેથી ભણી જવાની શકિત મારામાં મેં આણી, પણ મને જલદી જણાઇ આવ્યું કે નકલ કરવાથી કોઈ માણસ મોટો થતો નથી. શ્રેષ્ટ થવાની પ્રેરણાને લીધે મારૂં મન સૃષ્ટિ અને સંસાર તરફ દોડયું. કુદરત એજ મારો વિષય અને માણસ એ મારા શ્રોતા થયા. જે મારા જોવામાં ન આવ્યું હોય તેનું કદાપિ વર્ણન થાય નહીં

---

* પ્રાચિન કવિઓ તે સ્વાત્મ પ્રકાશીત હતા, કંઈ લુટારા કે ચોરીયા વહાણો ચલાવનારા નહોતા. હાલના કવિઓ નવું તો કશું આપતા નથી, પણ 'પીંજાયલું પીંજેછે, ને કંતાયલું કાંતેછે' કવિતાની હાલની પધતિપર આ એક અપવાદ છે.

† મક્કાની મસીદો—ઘણા અણુમોલ ઇસલામી ધર્મ ને કવિતાના ગ્રંથો મક્કાની મસીદો—જેને કાબા કેહેછે ત્યાં સંચકી રાખવામાં આવ્યાછે.

અને જેઓનાં વિચાર અને મન હું સમજું નહીં તેમને હસાવવા અથવા રડાવવાની મારી હિમત ચાલે નહીં.

૩. "કવિ થવાનો નિશ્ચય થયો ત્યારથી દરેક પદાર્થનો નવોજ હેતુ મને દેખાયો. મારા લક્ષની હદ એકાએક વધી પડી; કોઇપણ જાતના જ્ઞાનની દરગુજર થાય નહીં. પહાડો અને જંગલોમાં ફરી વિચારો અને નિ·સબતો જોઇ વનનાં ઝાડો અને વાડીનાં ફુલોનો ચિતાર મારા મનના ઉપર પાડી મુકવા હું શિખ્યો. તેવીજ કાળજીથી ખડકના ટેકરાઓ, અને મેહેલનાં છાપરાં, ઝરૂખાઓનું અવલોકન હું કરતો ગયો. કોઈ કોઇ વખત નદીમાં સપોકારે પાણી જતું હોય તે,ત્યાં રખડી (જોતો) તથા ઉન્હાળામાં નાના પ્રકારનાં વાદળો બદલાતાં જોયાં કરતો. કવિને બધું કામનું. જે જે રસિક અને ભયાનક હોય તે મનમાં સારીપેઠે રમી રહેવું જોઈએ. નાનામાંની ખુબી અને મોટામાંના ભયાનકનો અનુભવ તેને હોવો જોઇએ. બાગના છોડો, વનના પશુઓ, પૃથ્વિના ખણીજો, અને આકાશના ધુમકેતુઓ; એ બધામાંથી કંઇ કંઈ એકઠું કરી મનમાં અખુટ ભંડાર સંચકી રાખવો જોઇએ, કારણ કે નીતિ અથવા ધર્મ સમજાવવા અથવા ઉપમા આપવા માટે હરકોઈ વિચાર કામનો છે, અને જે ઘણું જાણતો હોય તેજ નાના પ્રકારના વર્ણનો કરવાની શક્તિ ધરાવે, અને અગમ્ય દાખલા આપી અને અચાનક બોધ કરી વાંચનારનું મન રંજન કરે છે.

૪. "તે માટે સૃષ્ટિના બધા ચમત્કારો બહુ લક્ષ દેઇ તપાસી જોવા અને જે જે દેશ મારા જોવામાં આવ્યાં છે ત્યાંથી મારી કવિતા શક્તિ પુષ્ટ કરવાને માટે કંઇ કંઇ નવું મને મળી આવેલું છે."*

૫. રાજપુત્ર.–આટલું બધું જોયું તેમાં ખરેખર ઘણું રહી ગયેલું હશે. આજસુધી આ પ્હાડોમાંજ હું રહેલો છું અને, જ્યા-

* ઉપલા બે ફકરામાં કવિ ને કુદરતનો અભ્યાસ ને પાછલા બેમાં મનુષ્યનો અભ્યાસ બતાવ્યો છે. નવા તરૂણ કવિઓએ કવિ ને કવિતા એ શું છે તે સમજવા માટે એ ચારે ફકરાનો અભ્યાસ કરવો અવશ્યનો છે.

કે હું ફરવા જાઉં છું ત્યારે આગળ ન દીઠેલું અથવા આગળ લક્ષ ન દીધેલું એવું હરવખત મારા જોવામાં નવું આવેછે.

૬. જાન્સન.–"કવિનો ધર્મ છે કે પુરૂષનો નહીં પણ વર્ગનો તપાસ કરવો, સામાન્ય ગુણો અને મોટા બનાવો જોવા, ફુલમાં કેટલા રંગ છે તે, અથવા વનમાં કેટલા પ્રકારની લીલા રહે છે તે જોવાનું નથી. સૃષ્ટિનું વર્ણન કરવામાં તેને આવા ઉપરના અને હૃદય ભેદે એવા ચિતારો આપવા પડે; કેમકે તેથી દરેકના મનમાં અસલની સ્મૃતિ થાય; અને નાના ભેદો કોઇના જોવામાં આવે અને કોઇના જોવામાં ન આવે, એવા છોડી દઇ જે ચંચળ અને બોથડની નજરે પડે એવાંજ લક્ષણો જોઇ રાખવાં; સૃષ્ટિની માહીતીથી ફક્ત અડધો કવિ થયો કહેવાય. તેણે વળી બધા પ્રકારના સંસારનું જ્ઞાન મેળવવું જોઇયે. દરેક હાલતમાં સુખ દુઃખ તોળવું; મનોવિકારો જુદે જુદે પ્રસંગે કેવા રંગ ફેરવેછે તે જોવું અને નાનપણની ચાલાકીથી તે ઘરડપણની અવસ્થા સુધીમાં રીવાજ અને હવાથી અથવા અનેક પ્રકારની રૂઢીથી માણુસના મન ઉપર શો શો ફેરફાર થાયછે તે શોધી મુકવું; એ તેના ઉદ્યોગને અર્થે જરૂરનું છે.

૭. "પોતાના કાળ અથવા દેશના વેહેમોથી રહિત થવું જોઇએ, ખોટું ખરૂં વાસ્તવિક રીતે સમજવું, હાલના કાયદા અને વિચારો ઉપર લક્ષ ન આપતાં સામાન્ય અને પરલૌકીક હમેશાં સુધી રહે એવી સત્યત્તાનો પક્ષ કરવો, પોતાનું નામ ઝડપથી પ્રસિદ્ધ થવાની કાળજી તેણે રાખવી નહી. પોતાના સમયના વખાણોપર બેદરકાર રહેવું અને આવતી પ્રજા ઉપર કીર્ત્તિનો લોભ રાખવો. લખતી વખતે સૃષ્ટિનો સમજાવનાર અને માણુસોને માટે કાયદા ઠરાવનાર હોય એમ જાણી તેણે વર્ત્તવું, કાળસ્થાનના પ્રાણીથી શ્રેષ્ઠ થઇ આવતા જમાનાના વિચાર અને રીતભાતનો ટિકાકાર તેણે થઈ પડવું. એટલેજ કામ પુરૂં થયું સમજવું નહી, ઘણી ભાષાઓ અને શાસ્ત્રો તેણે શિખવાં અને વિચાર લાયક ઇમારત આવે માટે નિરંતર શબ્દની મધુરતા અને સૂર તાળ મેલવવાનો સહવાસ તેણે પાડવો જોઇયે."

---

# પ્રકરણ ૧૧ મું.

## યાત્રા કરવા બાબત સૂચના.

ઈમ્લાકને જરા હવે તાન ચડયું, તેથી પોતાના ધંધાને ચઢાવવા માંડેછે એટલામાં રાજપુત્ર બોલી ઉઠયો, "હવે એ બહુ થયું, તારા કહેવાથી મારી ખાતરી થઇ કે કોઈ કાળા માથાનો માનવી કવિ થઇ શકે નહીં. હવે તારે કહેવું હોય તે કહે."

ઇમ્લા૦—કવિ થવું બેશક ઘણું કઠણ છે.

રાજપુત્ર.—એટલું કઠણછે તો મારે તેની મેહેનત વિશે હવે વધારે સાંભળવું નહી. ઈરાન જોયા પછી આગળ ક્યાં ગયો તે કહે.

૨. ઈમ્લાક૦—ઇરાનથી સીરિઆમાં ગયો અને *પાલેસ્ટાઇનમાં ત્રણ વર્ષ રહ્યો ત્યાં યૂરોપના ઉત્તર અને પશ્ચિમ તરફના ઘણા લોકો જોડે મને પ્રસંગ પડયો. આજકાલ એજ લોકો બળવાન અને જ્ઞાની ગણાય છે. તેઓનાં લશ્કરને કોઇ અટકાવી શકતું નથી અને તેઓનાં વ્હાણો બેધડક પૃથ્વિમાં ગમે ત્યાં ચાલ્યાં જાય છે. આપણી આસપાસ જે લોકો રહેછે તથા આપણા દેશના લોકો તેમનો મુકાબલો કરીએ તો એ જાણે જુદાજ પ્રાણીઓ છે એવું દેખાય છે. તેઓના દેશમાં નમળે એવું કંઇ પણ ધારવું કઠણ છે. હજારો પ્રકારનાં કળાકૌશલ્યો જે આપણે સાંભળ્યાં પણ નથી તેને કામે લગાડી લોકોનાં સુખ અને વૈભવ તેઓ વધારેછે, અને તેઓના દેશમાં જે કંઇ નથી મળી આવતું તે વેપાર કરીને તેઓ આણી આપે છે.

૩. રાજપુત્ર.—શાથી કરીને યૂરોપીયન લોકો આવા પ્રબળ થાય છે? તથા એ લોકો જ્યારે એશિઆ અને આફ્રિકામાં વેપાર અને જીતને અર્થે આમ તેમ સેહેલથી જાય છે ત્યારે એશિઆ અને આફ્રીકાનાં લોકો તેઓના દેશમાં સ્વારી કરી તેઓનાં બંદરોમાં કોઠીઓ બાંધી તેઓના દેશી રાજાઓને હકુમત તળે કેમ રાખતા

---

* હયાં ઈમ્લાકે ખુબ ગડબડગોટા વાળ્યા છે. પાલેસ્ટાઇનમાં જતાંજ તેણે યૂરોપના લોકોની મહતા બતાવવાપર દોડ કીધી છે. જોન્સન ધારે છે કે યૂરોપજ સર્વોપરી છે.

નથી? જે પવનથી તેઓનાં વ્હાણ પાછાં તેઓને દેશ જાયછે તેજ પવન આપણને ત્યાં લેઇ જશે.

૪. ઈમ્લાક.-મહારાજ, આપણા કરતાં તે વધારે પ્રબલ છે તેનું કારણ એકે તેઓ વધારે ડાહ્યા છે. જેમ માણસ બીજા જનાવરોને કાબુમાં લેઇ શકે છે તેમજ ભણેલા લોકો અજાણ ઉપર ઉપરીપણું ભોગવે છે; પણ આપણાથી તેમનું જ્ઞાન વધારે કેમ થયું તેનું કારણ એટલુંજ કે ઈશ્વરની એવી મરજી હશે.

૫. રાજપુત્ર.-(ગદગદિત કંઠે) હું કયારે પાલેસ્ટાઇન જાઊં કે આવા બળવાન લોકોનો સમાગમ મને થાય, તે શુભકાળ આવે ત્યાં સુધી તું જે વાતો કહેછે તેજ સાંભળીને મારે વખત પુરો કરવો છે. શા હેતુથી તે જગ્યામાં આટલા બધા લોકો એકઠા થાય છે તે હેતુથી હું અણવાકેફ નથી માટે જે ધર્મને ડહાપણને સ્થળે જ્યાં દરેક દેશમાંથી સારા અને ડાહ્યા માણસો હમેશાં જયા કરે છે તે કંઇ જેવું તેવું નહીં હોય.

ઈમ્લાક.-કેટલીએક પ્રજાંમાંથી પાલેસ્ટાઇનમાં ઘણા થોડા આવે છે કેમકે યૂરોપમાં ઘણા વિદ્વાન લોકો તો યાત્રાને પાખંડ સમજે છે અને તેને તુચ્છ ગણી હસી કાઢે છે.

રાજપુત્ર.—તમને ખબર છે કે, હું જુદા જુદા વિચારોથી આવો અણવાકેફ રહી ગયો છું. બે બાજુની તકરારો સાંભળતાં ઘણો વખત જશે. તમે તે બાબત નિશ્ચય કરેલો હશે માટે તમારો નિર્ણય શું છે તે મને કહો.

૬. ઈમ્લાક૦—"ધર્મનાં ઘણાંએક કામો માફક યાત્રા પણ જેવો હેતુ હોય તે પ્રમાણે સારી ઇયા પાખંડી ગણાય. સત્યતા શોધવા માટે દૂર પંથે જવાનું કોઈ જગ્યાએ કહેલું નથી, સત્ય માર્ગે ચાલવાને માટે જરૂરની જે સત્યતા તે જ્યાં ખરા ભાવથી ખોળે ત્યાં મળે છે. સ્થળાંતર થએથી ધર્મભાવ વધે એવું કંઇ સ્વભાવિક નથી કેમકે એથી તો ઉલટું મન વ્યગ્ર થાય છે. તથાપિ માણસો જ્યાં મોટાં પરાક્રમો બનેલાં હોય છે તેવાં ક્ષેત્રો જોવાને જાય છે અને તેથી મનમાં પછી આવતા વધારે આવેશતા આવે છે: એટલા માટે જે ઠેકાણેથી આપણો ધર્મ નિકળ્યો

તે દેશ જોવાની હોંસ રહેછે, અને એવાં ચમત્કારિક ધામો જોવાથી કોઈપણ માણસ વધારે ભક્તાઈનો નિશ્ચય કર્યા સિવાય રહેનાર નથી એમ મને તો લાગે છે. એક સ્થળ કરતાં બીજા સ્થળમાં ઇશ્વરનું વર (દાન) વધારે સેહેલથી મળશે એવું આળસું અને વેહેમી લોકો માને; પણ કેટલાંએક સ્થળોથી મનપર વિચિત્ર પ્રકારની અસરો થાય છે એવું કોણ ના કહે છે? જે લોકો એમ સમજેછે કે પાલેસ્ટાઈન ગયાથી આપણા પાપો ઝડપથી કપાઈ જશે તેમાં તે લોકો ભૂલ કરે છે, તોપણ તેમ જવામાં તેમનો કાંઈ દોષ નથી; જેઓ એમ સમજે છે કે ત્યાં ગયાથી એકદમ મોક્ષ મળશે તેઓ પોતાના ધર્મ અને બુદ્ધિને એબ લગાડે છે.

રાજપુત્ર.—આતો યૂરોપિયન લોકોના ભેદ; બીજી વખતે એનો વિચાર કરીશું. જ્ઞાનના ફળથી તમને શું જણાયું? તેઓ આપણાથી વધારે સુખી હશે?

કું'વ.—"દુનિયામાં એટલી બધી જંજાળો રહે છે કે, બીજાઓના સુખ દુઃખનો મુકાબલો કરવાને પોતાના સંતાપોમાંથી કવચિતજ નવરાસ મળતી હશે. દરેક માણસમાં વધારે જાણવાની સ્વભાવિક ઇચ્છા રહે છે તેપરથી સ્પષ્ટ છે કે જ્ઞાન એક સુખનું સાધન છે. અજ્ઞાન, માત્ર શુન્યતા છે, તેથી તેમાંથી કંઇ ફળ પ્રાપ્ત થાય નહીં. તે એક અવાવરૂં ઘર સમજવું. જેમાં કંઇપણ મોહ નહોવાથી જીવ સ્થિર અને મુરદાલ થઈ બેસી રહે છે, તથા આપણે નવું ભણીયે છૈયે એટલે અચાનક ઊલટ અને ભણેલું ભુલી જઇએ છીએ ત્યારે દીલગીરી પેદા થાય છે, તે માટે મેં તો મારા મનમાં આટલું નિશ્ચય કરી મુકયું છે કે સાધારણ નિયમોને કંઇ અટકાવ ન થાય તો આપણા મનનું જેમ ચકરમંડળ વધે તેમ આપણે વધારે સુખી થવા જોઇએ.

૮. "સંસારના વિશેષ સુખોનો હિસાબ લેવા બેસીએ તો ઘણી બાબતોમાં યૂરોપિયનો આપણાથી ચઢે છે. આપણે કેટલાએક રૂગો અને જખમોથી રીબીરીબીને મરી જઇએ છૈયે તે તેઓ સારાં કરી શકેછે.હવાથી જે દુઃખ પ્રાપ્ત થાયછે તે,તે લોકો વટાવી શકેછે. કેટલાએક કામો આપણને અંગબળથી કરવાં પડેછે તે તેઓ ઝડપથી કરવાને સંચા-

ઓ રાખે છે. દૂર દેશોમાં વેહેવાર એવો તો રાખવામાં આવે છે કે કોઈ મિત્ર બીજાથી દૂર ગયો હોય એવું જણાતું નથી. જાહેર અડચણો કાઢી નાંખવાને તેઓનો રીવાજ હોય છે. પહાડોમાં થઇને તેઓએ રસ્તા કાઢેલા છે, અને નદીઓ ઉપર તેઓએ પુલો બાંધેલા છે; અને હવે તેઓનાં ખાનગી સુખ સંબંધી બોલીએ તો, તેઓના ઘર બધી વગનાં અને તેઓની માલ મીલકતો વધારે નિર્ભય રહે છે."

૯. રાજપુત્ર.–આટલું બધું જેઓને સુખ હોય તે લોકો સુખી હોય તેમાં નવાઇ શી? તેમાં મને તો દૂર પડેલા મિત્રો પોતાના વેહેવાર સેહેલાઈથી રાખી શકે એના જેવું બીજું મારે જોઇતું નથી.

ઇમ્લાક–"યુરોપીઅનો આપણા કરતા થોડા અસુખી છે; તથાપિ તેઓ સુખી નથી, સંસારમાં જ્યાં જોઇએ ત્યાં દુઃખ ઘણું ખમવાનું હોય છે અને સુખ થોડું ભોગવવાનું મળે છે."

---

## પ્રકરણ ૧૨ મું.

### ઇમ્લાકની કથાનું સાંધણ.

રાજપુત્ર.–"હજુ હું એમ ધારતો નથી કે આમ જીવ ચોળીને માનવીને સુખ આપેલું હોય; અને હું માનું છું કે જો સુખની દોરી મારા હાથમાં હોય તો દરરોજ સુખથી ભરપુર હું સર્વને રાખી શકું; કોઇને દુઃખ દેવું નહીં; કોઇને ઇર્ષા થાય એવું કરૂં નહીં; બધાઓનાં દુઃખ છોડવું; અને પરમારથ કરી તેઓના સારો કહેવાથી હું મગ્ન રહું. ડાહ્યા મિત્રો જોઇને કરૂં અને સત્યવાદી બૈરી હું પરણું એટલે મને દગાનો ઈયા અપ્રીતિનો ભો રહે નહીં. મારાં છોકરાંઓ મારી સંભાળથી ભણેલાં અને ધાર્મિક થાય અને તેઓની બાળપણમાં જે બરદાસ્ત લીધેલી તેનો આપણે ઘરડા થઇશું એટલે પાડ વાળશે. જે માણસની કૃપાથી પૈસાદાર થયલા અને તેની સત્તાથી મદદ પામેલા એવા જેના તરફ હજારો નિકળી આવે

તેને હરકત કરનાર કોણ નિકળે? અને આઓ અને માન અન્યો અન્ય થયાથી આ જીવતર એકમાર્ગી સુખમાં કેમ ન જાય? યૂરોપીયન લોકોનો સુધારો જે બહારથી ઉપયોગી બદલ, ઉપર ઉપરનો દેખાય છે તે સુધારા શિવાય આ બધું થઇ શકે. હવે એમને છોડી દો અને આપણે આપણું પ્રકરણ ચલાવો.

૨. ઈમ્લાક.—"પાલેસ્ટાઇનથી નિકળી એશિઆના ઘણાએ દેશોમાં હું ગયો; તેમાં સુધરેલા દેશોમાં વેહેવારી તથા પાહાડી જંગલીઓમાં યાત્રાકારી વેશે જતો હતો. આખરે આટલું બધું રટણ અને શ્રમ કર્યા પછી જ્યાં નાનપણથી મોટા થયલા ત્યાંજ નિરાંત વાળી રહેવું, અને મારા સાહસોની વાતો કહી, મારા જુના મિત્રોને ખુશ કરવા એથી મને સ્વદેશ જવાની ઇચ્છા થઇ. ઘણી વખત મનમાં ખ્યાલ આવતા હતા કે જે મિત્રોની જોડે નાનપણમાં રમતો હતો તે મિત્રો જાણે સાંજના આવી મારી આસપાસ બેઠા છે, મારી વાતો સાંભળી ચકિત થાય છે અને મારૂં કહ્યું કાન દેઇને સાંભળે છે.

૩. "સદરહુ કલ્પના મારા મનમાં થઇ કે આબિસિનિઆ આવતાં જે ઘડી જતી હતી તે વ્યર્થ જાય છે એવું હું સમજતો હતો. તરત ઇજીપ્ત હું આવ્યો અને એટલી બધી આતુરતા છતાં ત્યાંની પ્રાચીન મોટાઇનું અને પ્રાચીન રહેલી વિદ્યાના શોધમાં અને વિચારમાંને વિચારમાં દશ મહીના રહેવું પડયું. કેરોમાં * બધી જાતના લોકોનો જમાવ જોયો. કેટલાએક ત્યાં જ્ઞાન સંપાદન કરવાને, કેટલાએક કમાવાને, અને ઘણાએક તો લોકોની નજરે ચડયાવિના પોતાની મરજી માફક રહેવાને તથા લોકના ઠઠમાં અપ્રસિદ્ધ પડી રહેવાના હેતુથી આવેલા હતા; કેરો સરખા વસ્તીવાળા શેહેરમાં જવા આવવાના સુખ સાથે એકાંતમાં ગુપ્ત રહેવાનું બની આવે છે.

---

* કેરો એ મીસર દેશની રાજધાની છે. સ્વેઝ એ કેરોથી ૭૦ મૈલ દૂર છે, ને રાતા સમુદ્રપર એક બંદર છે—જ્યાં મો. લેસેપ્સે ૧૮૭૦ માં એક નેહેર ખોદીને જવા આવવાનો માર્ગ કરી ભૂમધ્ય સમુદ્ર તથા લાલ સમુદ્રને જોડી દીધા છે.

"કેરોથી સ્વેઝ* ગયો અને રાતા સમુદ્રમાં વાહાણે બેઠો, અને જે બંદરેથી વિશ વર્ષ ઉપર ગયો હતો તે બંદરે કીનારે કીનારે થઇને આવી પહોંચ્યો. અહીંઆં આવી વેપારીઓના ઝુંડમાં દાખલ થઇ પાછા સ્વદેશ તરફ પગલાં ભર્યાં.

૪. "હવે મારા સગાં વહાલાંઓનો ભાવ અને મિત્રોની તારીફ મળશે એવી મને આશા થઇ ને આમ પણ દિલમાં રહેતું કે મારા બાપનો પૈસા બાબત ગમે તે વિચાર હશે તોપણ જે પુત્ર પ્રજાના સુખ અને કીર્ત્તિમાં આવો વધારો કરી આવ્યો છે, તે પુત્રને જોઇને તેને આનંદ અને ગર્વ પ્રાપ્ત થશે. પણ જલદી આ વિચાર ખોટો છે એવું સિદ્ધ થયું. મારો બાપ તો પોતાની દોલત છોકરાઓને વેહેંચી આપીને મરી ગયો હતો તેને ૧૪ વર્ષ થવા આવ્યાં હતાં, અને તે પૈસા લઈને બીજા પ્રગણાઓમાં નિકળી ગયા હતા. મારા મિત્રોમાં પણ ઘણાખરાનો મસાણુ વાસ થયો હતો અને બાકીનાઓતો મને ભાગ્યેજ ઓળખી શકયા, અને કેટલાએક તો પ્રદેશ જઇ આવ્યાથી રીતભાત ફરી છે એવું જોઇને વટલેલ મને ગણવા લાગ્યા.

૫. "જેને માથે ખુબ પડી ચુકયું છે તે કંઇ સેહેજમાં નિરાશ થતો નથી. થોડા દહાડા લગી સંતાપ વિસરી જઇ રાજ્યના અમારો જોડે પરીચય કરવાની તદબીરો કરવા માંડી. તેઓએ તેમની મીજલસમાં મને દાખલ કરી મારી વાતો સાંભળી મને રજા આપી. પછી એક નિશાળ કાઢી, પણ તેમાં શિખવવાનો હુકમ મળ્યો નહી. ત્યાર પછી ઘરસુખમાં આનંદમય થઇ બેસી રહેવું એવો નિશ્ચય કરી એક કુળવંતી સ્ત્રી, જેને મારી વાતો ગમતી હતી તેની જોડે લગ્ન કરવાની ઇન્તેજારીથી મેં માગું ઘાલ્યું; પણ મારૂં કુળ વેપારીનું છે એવું બાનું કાઢી વાત ઉડાવી દીધી. આમ ખુશામત અને

---

*૧૪ વરસ પર્યંત પ્રવાસ કરી, જુવાનીની ઉમેદોમાં હારમાર થઈ, અનેક આસમાની સુલતાની વેઠી. ઈમ્લાક જયારે નિરાશા ભોગવી "સુખાશ્રમ"માં આવ્યો છે, ત્યારે તેજ "સુખાશ્રમ"માંથી રાસેલાસ નિકળવા માંગેછે—ઈમ્લાક આશાને રામરામ કરેછે, કેમકે હવે તેને તેપર ભાવજ નથી; કેમકે દુનિયામાં દુઃખ દુઃખને દુઃખજ છે.

અપમાનથી કંટાળી આખરે દુનીઆને મોહો બતાવવું નહીં એવો નિશ્ચય કર્યો. પછી આ 'સુખાશ્રમ' ના દરવાજા ઉધાડવાના સમયની રાહ જોતો બેઠો કે ત્યાં જાઉં તો આ દુનિઆની આશા અને ફીકરોની જંજાળ મટે. એ દહાડો આવ્યો, મારૂં કવન પસંદ પડયું ત્યારથી આ નિરંતરના કેદખાનામાં હાથે કરી ઉમંગથી હું પડયોછું."

૬. રાસેલાસ.–હવે અહીંઆં સુખ મળ્યું કે નહી.? તારૂં મન ખોલીને મને કહે. આ તારી હાલતથી તું સંતોષી છે કે, પાછું રખડપટ્ટી અને શોધન કરવા બહાર જવાનું મન થાયછે? આ આશ્રમના સર્વે રહેનારા ઓ પોતાના કર્મનું સુખ મનવે છે અને વર્ષે દહાડે શેહેનશાહ પધારે છે ત્યારે બીજાઓને પણ પોતાના સુખમાં ભાગ પડાવવાને બોલાવે છે.

૭. ઈમ્લાક.–મહારાજ હું સાચું બોલીશ. તમારા સાથીઓમાં આ આશ્રમમાં આવ્યો તે દહાડાને વખોડનારો ન હોય એવો કોઈ જોવામાં આવ્યો નથી; બીજા કરતાં હું થોડો અસુખી છું કેમકે મારા મનમાં નાના પ્રકારના તુરંગો ભરેલા હોય છે તેને ફેરવીને (મનનું સમાધાન) કરૂં છું. મારી સ્મરણશકિતમાંથી જે વાતો ઓછી થતી જાય છે તેને તાજી કરીને (તથા જન્મારામાં બનેલા બનાવો સંભારી) મારો નવરાસ ગાળું છું; પણ આ બધાથી અંતે તો દીલગીરી રૂપી વિચાર આવે છે કે આ બધું મારૂં જ્ઞાન હવે વ્યર્થ જવાનું અને મારી મોજો પાછી આવવાની નથી. બીજા લોકો જેઓને હાલ વગરનો બીજો ઉદ્યોગ નથી તેઓ મનમાંને મનમાં બળી સુકાતા જાય છે અથવા શોકમાંને શોકમાં મુર્ખાશા બેસી રહે છે.

૮. રાજપુત્ર.–જેઓને બરોબરીઆ નહોય તેઓના મનમાં દંશ શાનો રહે? આપણે અહીંઆં અશક્તાઈથી દ્વેશ આવતો નથી અને બધાનું સરખું સુખ હોવાથી ઇર્ષા જતી રહે છે.

ઈમ્લાક૦–સંસારી માલમત્તા બાબત મારૂં તારૂં ના હોયતો ચાલે, પણ પ્રીતિમાં અને સ્નેહમાં એકમેકપણું થાયજ નહીં. એવું બને કે એક કરતાં બીજો વધારે ખુશી ઉપજાવે. જે માણુસ એમ સમજે છે કે મારૂં માન ઊતર્યું છે તે હમેશાં અદેખાઇ કરશે અને તેને જો તેવાઓની નજર આગળ રહેવું પડે તો વધારે તે

બળ્યા કરે છે તથા તેનું મોઢું ચઢેલું રહે છે. આમ રોપથી જે જગામાં પોતે ફસાઈ પડી દુઃખી થયા છે તેમાં બીજાઓને લલચાવવાને ઇન્તેજારી બતાવવામાં આવે છે; તેનું કારણ પણ દુઃખથી નિરાશ થએલા લોકોની અદેખાઇજ જાણવી. તેઓ પોતાથી અને બીજાઓથી કંટાળી રહેલા હોય છે તેથી નવા મિત્રો આવવાથી દુઃખ નિવારણ થશે એવું સમજે છે. તેમની મુર્ખાઈથી જે છુટ તેમના હાથમાંથી ગઈ છે તે છુટ બીજાઓ ભોગવે છે તે તેમનાથી જોવાતું નથી અને મનમાં જાણે કે એવાં બધાં માણસો આપણી પેઠે કેદખાનામાં પુરાય તો સારૂં. આવા દોષથી હું પૂર્ણ રહિતછું. કોઇ માણસને સમજાવી મેં દુઃખી કર્યો હોય એવું મળનાર નથી. હું વર્ષો વર્ષ કેદખાનામાં દાખલ થનારા ઉમેદવારોનું ધાડું જોઇ ઘણો મુંઝાઉંછું અને તેઓને ભયની સૂચના કરવાનું મારા અખત્યારમાં હોય તો કહેવાને હું ચુકું નહીં.

રાજપુત્ર.—મારા પ્રિય ઇમ્લાક, હવે મારૂં હૈયું ખોલી તને વાત કહું છું. ઘણા દહાડા થયાં આ “સુખાશ્રમ”માંથી સટ્ટી જવાનો વિચાર મારો ઉઠ્યો છે. દરેક પાસથી પાહાડો હું જોઇ વળ્યોછું અને જ્યાં જોઉંછું ત્યાં ઇલાજ ચાલે એવું નથી. (માટે) આ કેદખાનું ભાગવવાનો ઉપાય તું મને બતાવ. અમારા પર્યટનમાં તું સાથે થજે, અને સુખ દુઃખ તથા રસ્તાનો સાથી થઈ સંસારમાં તુંજ અમને દોરજે.

કવિ.—ભાઇસાહેબ, નાસવું મુશ્કેલ પડશે અને કદાચ પછવાડેથી આ હોંસથી પસ્તાવો થશે. સંસાર આ તળાવના પાણી જેવો શાંત અને સરખો સમજતા ના, પણ એ એક દરિઓ સમજવો; જેમાં તોફાનોથી મોજાં ઉછળેછે ને વમળથી પાણીમાં ધુંછળાં વળેછે; કેટલીક વખત તમને જુલમરૂપી મોજાઓ તમારા માથા ઉપર થઇ ઉથલાવી પાડી ચાલ્યાં જશે; કોઇ કોઇ વખત દગારૂપી ડાંડાઓ ઉપર તમે અથડાઇ પડશો. દગા અને ગેરઇનસાફી–ફીકર, અને કાળજી એ જોઇને પાછા તમે આ શાંત સ્થળમાં આવવાને ઇચ્છશો, અને ભયમાંથી મુક્ત થવાને માટે તમારી હોંસ મુકી દેશો.

રાજપુત્ર—મારો વિચાર ભાગી પાડવાની તદબીર ન કરશો.

તેં જે જોયું છે તે જોવાને મારૂં મન કુદી રહ્યું છે, અને તું પોતેજ આ "સુખાશ્રમ"માં આવેથી કંટાળી ગયો છે, તેથી સાફ માલમ પડેછે કે આ કરતાં તારી પૂર્વની હાલત સારી હશે. પછી જે નિપજવાનું હોય તે નિપજો. પણ આપણે તો માણસના જુદા જુદા વહીવટો ખુદ નજરે જોવા અને પછી ખુબ વિચાર કરી **સર્વોત્તમ** માર્ગ શોધવો.

**ઈમ્લાક**—મારા સમજાવ્યા કરતાં તમારાપર બીજી સખ્ત હરકતો આવતી હશે તોપણ તમે દૃઢ નિશ્ચય કર્યો હોય તો તમારે મારી સલાહ છે કે, નિરાશ થવું નહી. ઉદ્યમ અને બુદ્ધિથી શું નહી બને?

---

## પ્રકરણ ૧૩ મું.

### રાસેલાસે નાસવાનાં સાધનો શોધી કાઢયાં.

પછી રાજપુત્રે પોતાના મિત્રને મુકામપર જવાની રજા આપી, પણ આવા ચમત્કાર અને નવાઈની વાતો સાંભળી તેનું મન ખુબ તૈયાર થઇ ગયું. જે વાતો થઇતી તેનું બધું મનન તે કરી ગયો અને સવારે પુછવાને સારૂ ઘણાએક સવાલો તેણે તૈયાર કરી રાખ્યા. હવે એનું દુઃખ ઘણું ખરૂં ઓછું થયું. મિત્ર મળ્યો તેથી પોતાના મનની વાત કરવાનો પ્રસંગ મળે અને તેના અનુભવથી એનું કામ પણ પાર પડવાને મદદ થાય. મનમાંને મનમાં ચીડાઇને તેના મનનો રોષ આગળ જેવો ચઢેલો રહેતો નથી. તેણે જાણ્યું કે આવા મિત્રની સોબતમાં આ "સુખાશ્રમ"માં પણ નીભ્યું જશે અને જ્યાં બંધે બહાર નિકળ્યા તો પછી બીજું કંઇ જોઇયે નહી. થોડા દહાડામાં પાણી વહી ગયેથી જમીન સુકાઇ એટલે રાજપુત્ર તથા **ઈમ્લાક** સાથે બીજાઓના જોવામાં ન આવે એવી રીતે વાતચીત કરવાની મતલબથી બહાર ફરવાને નિકળ્યા. *રાજપુત્રના મનમાં તો

---

* ખરૂં વાક્ય આ છેઃ—"રાજપુત્રના મનનો વિચાર તો ઉડું ઉડું થઇ રહ્યો હતો;" ૪૦

વિચાર ઉઠી રહ્યો હતો તેથી રસ્તામાં દરવાજા આગળ થઈને જતાં નિશ્વાસ મુકી બોલ્યો, "તું આટલો બધો જબરો અને માણુસ આટલો બધો નબળો કેમ છે.!" તેના મિત્રે જવાબ આપ્યો, "માણુસ નબળો નથી. વિદ્યાબળ† અંગબળ કરતાં ચઢેછે. યંત્રશાસ્ત્રીઓના હિસાબમાં બળ કંઇ નથી, હું આ દરવાજો ભાગી શકુંછું, પણ તે છાનુંમાનું થાય નહી. બિજી કંઇ યુક્તિ લગાવવી જોઇયે."

૨. બંધે પાહાડની બાજુએ ફરતા હતા એટલામાં તેઓની નજરે વરસાદને લીધે પોતાના દર છોડીને નાસી ગએલાં સસલાંઓ ઝાડમાં ભરાયલાં તે ઝાડમાં પાછળથી દર પડેલાં તેમણે જોયા; તે દર, ઉપરથી, આડી લીટીએ પડેલાં હતાં. એ જોઇ ઈમ્લાક બોલ્યો કે "અસલના લોકોનું એવું અનુમત છે, કે—જાનવરોનું અંગજ્ઞાન જોઇ માણુસો ઘણી એક કળાકૌશલ્યો શિખ્યા છે તે માટે આપણે, પણ આ સસલાંઓથી બોધ લેવામાં તુચ્છ સમજવું નહીં. એજ દિશાએ પાહાડને કોર્યાથી આપણો પણ નિકાલ થઇ જશે. આપણે શિખર મધ્ય ભાગ ઉપર નમી રહેલું જણાય છે ત્યાંહાંથી સુરંગ મુકી જ્યાંહાં સુધી પેલીપાસ નિકળાય ત્યાંહાં સુધી ઉપરના ઉપર કામ ચલાવ્યાં જઇશું."

આ દરખાસ્ત સાંભળી રાજાની આંખો હર્ષથી ચળકવા લાગી. કામ સેહેલું છે માટે ફતેહ બેશક મળશેજ.

૩. હવે કંઇ વખત ખોવો નહીં. સુરંગ કયાંહાંથી મુકવો તે જગો શોધવાને બીજે દહાડે સવારના પહોરમાં વેહેલા ઉઠીને ગયા. ઘણો શ્રમ કરી ટેકરા અને ઝાડીમાં ચઢયા, અને પોતાની મતલબ પાર પડે એવો ભાગ જડયો નહીં તેથી પાછું આવવું પડયું. બીજે ને ત્રીજે દહાડે પણ એવી રીતે મેહેનત કરી નિષ્ફળ પ્રાપ્ત થયું, પણ ચોથે દહાડે એક નાનું કોતરડું ઝાડીમાં ઢંકાએલું તેઓને માલમ પડયું અને ત્યાંહાં તેઓએ ખોદવાનો નિશ્ચય કર્યો.

૪. ઈમ્લાકે પથર ફોડવા અને મરોડું લેઈ જવાનાં હથીઆરો આણી આપ્યાં અને બીજે દીવસે તેઓ શક્તિ કરતાં વધારે

---

† "વિદ્યાબળ અંગબળ કરતાં ચઢેછે." કળા ને તિક્ષ્ણ બુદ્ધિ એ સર્વેથી શ્રેષ્ટ છે—કેમકે બેકન કેહેછે કે "જ્ઞાન તેજ શક્તિ" છે.

આતુરતાથી પોતાનું કામ ઉપાડવા લાગ્યા. થોડા વખતમાં તેઓ મેહેનતથી ભરાઇ ગયા અને ઘાસપર દમ ખાવાને બેઠા. રાજપુત્રનું મન તો જરા તરા કચવાયું. તેના સોબતીએ કહ્યું, "ભાઇ, સહવાસ પડેથી આપણે વધારેવાર કામ કરી શકીશું. જુઓ કેટલું આપણે કરી ચુકયા છિયે અને કોઇ કાળે એ કામનો નિવેડો આવશેજ. **મોટાં મોટાં કામો બળથી નહીં પણ તેપર મંડી રહ્યાથી થયાં છે.** આ આપણો મેહેલ પણ એકેક પથરાથી બાંધેલો છે, પણ આજ જુઓ તો તે કેવો ઉંચો અને મોટો છે. રોજ ત્રણ કલાક ચાલીએ તો સાત વર્ષમાં પૃથ્વિના પરિઘ જેટલી લાંબી મુસાફરી થાય."*

૫. પછી દરરોજ પોતાના કામપર તેઓ આવતા અને થોડા સમયમાં ખડકમાં એક ફાટ નજરે પડી તેથી ઘણી થોડી હરકતે તેઓ આગળ બહુજ વધી ગયા. આ રાસેલાસના મનમાં સારા શુકન થયા. ઈમ્લાકે કહ્યું, "બુદ્ધિને અનુસરે તે સિવાય બીજી ઉમેદો અને અંદેશા મનમાં લાવી ગભરાઓ નહીં. જો આજે સારા શુકન જોઈને ફુલશો તો આગળ જતાં અપશુકન આવવાથી તમે ગભરાશો અને તમારો આખો જન્મારો વેહેમમાં ને વેહેમમાં રહેશે. જેથી આપણું કામ સેહેલું થાય તે ઠીક છે તેથી તે એક કીર્ત્તિનું કારણ છે. આ પણ એક મનગમતો અચંબો છે તે હમેશાં ઉદ્યમી માણસોને જણાઇ આવે છે. વિચાર કરવામાં મુશ્કેલ લાગે તેવી ઘણીક ચીજો, બનાવતાં સેહેલી થઇ પડે છે."

---

## પ્રકરણ ૧૪ મું.

### ઇમ્લાક તથા રાસેલાસ ઓચીંતા પકડાઇ જાય છે.

હવે તેઓ અર્ધોઅર્ધ લગભગ આવી પહોંચ્યા હતા અને સ્વતંત્રતા મળશે એવું સમજી મનમા નિરાંત વાળતા. એવામાં રા-

---

* પૃથ્વિનો પરિઘ ૨૫૦૦૦ મૈલ કલ્પવામાં આવે છે, તે પ્રમાણે જોતા રોજના ત્રણ કલાકે પોણાઅગિયાર મૈલ ચાલીએ તો સાત વરસમાં પગે ચાલીને પૃથ્વિ પ્રદક્ષિણા થઇ રહે.

જપુત્ર બહાર પવન ખાવાને આવેછે તો કોતરડાને મોંઢે પોતાની બેન નીકાયાને ઉભેલી જોઈ. તે ચમકયો અને તેના હોંસ ઉડી ગયા. મનની વાતો કહેવાને બીહુ છે પણ તે છુપાવવાનો હવે ઇલાજ રહ્યો નથી. થોડાએક ક્ષણુમાં નિશ્ચય કર્યો કે તેનો વિશ્વાસ કરીને મન મુકી તેનું વચન લેઇ બધું કહી દેવું. રાજકુંવરી બોલી, "એમ ના જાણતો કે અહીંઆં હું જોવાને કાજે તારી પછવાડે આવી છું. ઘણા દિવસ થયાં મારી બારીમાંથી તને અને ઈમ્લાકને



તે ચોંકીને સ્તબ્ધ થઇ ઉભો.

હરરોજ એકજ બાજુ તરફ જતાં મેં જોયાં કરયા છે. મારા મનમાં બીજું કંઇ નહીં આવ્યું, પણ થંડકવાળી અને વધારે સુંગધદાર જગા શોધતા હશો, અને આજે તમારી વાતચીતનો લાભ લેવો તે સિવાય અહીંઆં આવવાને બીજી કંઇ મતલબ મારે નથી, અને આજે શક ઉપરથી નહીં પણ હોંસને લીધે તમે પકડાઇ આવ્યા માટે એનો પણ લાભ મારે જવા દેવો નહીં. તમારાજ જેવી હું પણ આ કેદખાનાથી કંટાળી ગયેલી છું, અને તમારા કરતાં દુનિ-

આમાં શું થાય છે તે જાણવાને હું ઓછી ઈન્તેજાર નથી. આ લવરસ શાંતપણું તમો જવાથી વધારે થશે માટે તમારી સાથે એ-માંથી મને પણ ભાગવા દો. તમે મને તમારી જોડે લેવાને કદાપિ અડચણ લેશો પણ તમારી પછવાડે આવું તો તમારાથી ના કહે-વાશે નહીં."

૨. બીજી બેનો કરતાં રાજપુત્ર નીકાયા ઉપર વધારે હેત રાખતો હતો માટે તેની અરજ ઈનકાર કરવાને રાજપુત્રની ખુશી ન હતી, અને મનમાં ઘણો પસ્તાવા લાગ્યો કે સ્વતાં તેને આ વાત વિશ્વાસ લાવી ના કહી તેથી લાગ ગયો. તે માટે એ ઠરાવ કર્યો કે એણે પણ સાથે આવવું અને એ દરમીઆનમાં કોઇ રખડતો રઝળતો તેમની પછવાડે પાહાડ આગળ ન આવી ચઢે માટે જોયા કરવું. આખરે તેઓની મેહનતનો અંત આવ્યો, પાહાડની પેલી પાસ અજવાળું દેખાયું. અને પહાડોની ટોંચ ઉપરથી નિકળીને જુએ છે તો નીલ નદી દેખાઇ. એ અહીં પણ ઘણી નાની હતી. તે તેઓની તળે થઇને ચાલી જતી હતી.

૩. રાજપુત્ર આસપાસ પરમઆનંદથી જોવા લાગ્યો અને પ્રવાસની મોજોનો અગમ વિચાર કરી વિચારમાં પોતાના પિતાના રાજ્ય બહાર જાણે જઇ ચુક્યો એવું તેને થયું. ઈમ્લાક આમ છુટ-વાથી ઘણો ખુશી હતો, પણ આગળ દુનિયાનો અનુભવ થયલો તથા તેથી કંટાળો આવેલો હતો, સબબ તેને સુખની થોડી આશા બંધાઇ હતી. રાસેલાસ આમ વધારે દૃષ્ટી મર્યાદા વધવાથી એટલે। તો તે મગ્ન થયો કે કેમે કર્યું પાછો "સુખાશ્રમ"માં આવવાને તેનું મન માન્યું નહીં. પોતાની બેહેનને કહ્યું કે હવે રસ્તો ખુલ્લો થયો છે માટે બાકી કંઇ નથી, પણ કુચ કરવાને તૈયાર થવું.

---

## પ્રકરણ ૧૫ મું.

### રાજકુંવર અને રાજકુંવરી બહાર નિકળી ઘણા ચમત્કાર જુએ છે.

રાજકુંવર અને રાજકુંવરી પાસે જરીઆન પુષ્કળ હતું માટે, કોઈપણ વેપારી જગોમાં જઇ ચઢે તો તેઓ પૈસાદાર ખપી શકે. એ જરીઆન ઈમ્લાકના કહેવાથી તેઓએ કપડાંના બચકામાં છાનું મુકી રાખ્યું અને આવતી પુનેમની રાતના સઘળાઓએ આ આશ્રમ છોડયો. કુંવરીએ જાતે એકજ દાસી રાખી અને તેને ક્યાં પોતે જાય છે તેની ખબર ન કરી. પેલી બખોલમાં થઈને તેઓ ઉપર ચઢયાં અને ઉપર ચઢી બીજી બાજુએ ઉતરવા માંડયું. રાજકુંવરી અને તેની દાસીએ ચોગરદમ નજર કરી પણ કંઇ નજર અટકા-વવાને દેખાયું નહી તેથી તેઓના મનમાં આવ્યું કે, હવે રાનમાં આપણે ગુમ થઇ જઇશું. તેઓ અટકી પડયાં અને કાંપવા લાગ્યાં. રાજકન્યા બોલી, મને ધાસ્તી લાગેછે, કે હવે કયાં જવું તે ખબર નથી તો મુસાફરીમાં કેમ જવું તથા જ્યાં જેવાં માણસોને મેં કોઇ દિવસ જોયાં નથી તે મારી તરફ વીંટળાઇ વળશે એવા વિ-શાળ રાનમાં શી રીતે ડગલું ભરવું? રાજકુંવરના મનમાં પણ એવાજ વિચાર ને અંદેશા આવતા, પણ તે ન પ્રગટ કરવામાં મરદાઇ છે એવું સમજી તે બોલ્યો નહી.

૨. ઇમ્લાક તેઓની દેહેસત જોઇને હસી અગાડી ચાલ-વાને હિમત આપતો, પણ જ્યાંહાં સુધી એ માલમ એટલા અગાડી ચાલ્યા કે પાછા ફરાયજ નહી ત્યાં સુધી કુંવરીને ઢચુપચુ થયાં કર્યું. સવારમાં ખેતરમાં રબારીઓ તેમને મળતા તે દુધ તથા મેવો લાવી તેમને રજુ કરતાં. રાજકન્યા પોતાને ઉતરવા કાજે સુંદર મેહેલ અને ભોજન સાથે નાના પ્રકારના પદાર્થો હાજર ન જોયાથી ઘણો અચંબો પામી, પણ ભુખ લાગેલી તથા મોંઢે પાકા પડતા તેથી દુધ પી ગઈ મેવો ખાઈ ગઇ, અને "સુખાશ્રમ"ના ફળો કરતાં આનો સ્વાદ વધારે મીઠો તેને જણાયો. કોઇને મેહેનત અથવા ચાલવાનો આવરો નહીં તથા ત્યાંહાંથી ગયા છે એવું જણાશે તોપણ કોઇ પા-

છળ આવનાર નથી એવું જાણુતા તેથી ટુંકી ટુંકી મજલ કરતાં ચાલ્યા જતા હતા તેથી કેટલેક દિવસે તેઓ કોઇ વસ્તીવાળા સ્થાનમાં આવી પહોંચ્યા અને ત્યાંહાની રીતભાત, ધંધો રોજગાર જુદા જુદા જોઇ પોતાના મિત્રો ચકિત થઇ ગયા તે ઉપરથી ઇમ્લાકને બહુ સાનંદાશ્ચર્યપૂર્વક ઉલ્હાસ થયો.

ત્યાંહાંના પેહેરવેશ ઉપરથી તેઓ કંઇ છુપાવી રાખે છે એનો વેહેમ ન આવે એવો હતો; તથાપિ રાજપુત્રને તો જ્યાંહા જાય ત્યાંહાં બધે મોટા મનાવવાનું જોઇતું હતું અને રાજકુંવરી પોતાની હજુરમાં જે માણસો આવતા હતા તેમાંથી કોઇ સાષ્ટાંગ દંડવત્ કરતું નહી તેથી ચમકતી હતી. ઇમ્લાકને તે બાબત ઘણી હુશિયારી રાખવી પડતી કે રખેને તેઓ પોતાની આવી વરતણુંકથી પકડાઇ આવે અને તેટલાજ માટે પેહેલાજ ગામમાં તેમને સાધારણ માણસોનો સહવાસ પડવા માટે કેટલાએક માસ રાખ્યાં. રફતે રફતે રાજવંશીઓ સમજ્યાં કે થોડા દહાડા આપણે આપણો મર્તબો મુકી દીધેલો છે, અને તેટલા માટે સુજનતા અને વિવેકથી જે માન મળે તેટલુંજ ઘણું કરી લેવું, વળી ઇમ્લાકે ઘણી શિખામણો દેઇ બંદરોની ધામધુમ અને વેપારી લોકોની કઠોરતા વિશે સમજાવીને દરીઆ કિનારે* તેઓને લઇ આવ્યો. રાજકુંવર અને તેની બેહેન બધું નવું તેથી બધે ઠેકાણે સરખી ગમત થતી હતી માટે કેટલાએક મહીના સુધી તે બંદરમાં રહ્યાં; તોપણ આગળ જવાની ઇચ્છા થઇ નહીં. એમાં ઇમ્લાક પણ રાજી હતો કેમકે દુનિઆનો અનુભવ ન થએલાને પ્રદેશની જંજાળોમાં નાંખવાને તેણે દુરસ્ત ધાર્યું નહીં.

૪. આખરે જણાઇ આવાવાની ધાસ્તી તેને લાગી અને ત્યાંહાંથી કુચ કરવાનો દિવસ મુકરર કર્યો. પોતાનું મન માન્યું કરવાને તેઓ ફાંકો નહીં રાખતા હતા તેથી તેની મરજી માફક થવા દેતો, એ ઉપરથી સ્વેઝ જવાને વહાણમાં ચીઠી કરાવી અને જવાની તૈયારી થઇ ત્યારે ઘણી ઘણી સમજાવી ત્યારેજ કુંવરીએ તેમાં પગ દીધો. સારા પવનને લીધે તેઓ જલદીથી વગર હેરાન થએ સ્વેઝ પહોંચ્યા અને સ્વેઝથી ખુશકી માર્ગે કેરો ગયા.

* ઘણું કરીને તે બંદર તે મેસુયા હશે.

## પ્રકરણ ૧૬ મું.

### ફેરેમાં આવ્યા ત્યારે બધાં માણસ ત્યાં સુખી દીઠાં.

શેહેર પાસે આવતાં જોઇને એ લોકોનું મન તૃપ્ત થયું. એવામાં ઈમ્લાકે કહ્યું આ જગાએ પૃથ્વિના દેશો દેશથી વેપારી ને મુસાફરો આવી મળે છે. અહીંઆં તમારા જોવામાં દરેક પંક્તિના અને દરેક ધંધાના માણસો આવશે. અહીંઆં વેપારને માન છે. હું સોદાગર થઇશ અને તમે જોવા અર્થે આવેલા છો તે સિવાય મુસાફરી કરવાનું બીજું કંઇ કારણ નથી એવા પરદેશી થઇ-



"સમજાવીને દરીઆ કીનારે તેઓને લઈ આવ્યો." (પૃ. ૪૮.)

ને રહેજો. જલદી લોકોને માલમ પડશે કે આપણે દોલતવાન છૈયે એટલે આપણા નામથીજ જેનું ઓળખાણ કરવું હશે ત્યાંહાં સેહેજ પ્રવેશ થઇ શકાશે. સંસારના જુદા જુદા હાલ બધા તમારે જોવા અને પછી નિરાંતે તમારે "ખરો માર્ગ" પસંદ કરી લેવો.

૨. હવે તેઓ ગામમાં ગયા ને ત્યાં ઘોંઘાટ જોઇને તેઓના

કાન બેહરા થયા અને લોકોની ભીડથી તેઓ અકળાયાં. બોધ કરેલા પણ ટેવ ગઈ નહીં તેથી મોહોલે મોહલે થઈ જતાં કોઇ તેમને લેખામાં ગણતું નથી અને રસ્તામાં હલકા માણસો મળે છે તે પણ તેઓને સલામ વગેરે વિવેક કરતા નથી એ જોઇને તેઓ બહુ તાજુબ થતા હતા. રાજકુંવરીથી તો નિચ લોકોની બરોબરી થએલી જોવાનો વિચાર ન ખમાયો તેથી કેટલાએક દિવસસુધી તે પોતાના ઓરડામાં રહી અને ત્યાં તેની દાસી પેકયુઆ રાજ દરબારની રીત પ્રમાણે તેની સેવા બજાવતી હતી.

૩. ઇમ્લાક વેપાર સમજતો હતો તેથી બિજે દહાડે થોડુંએક જરીઆન વેચી તેણે એક મકાન ભાડે રાખ્યો અને અંદર સરસામાન એવો તો રાખ્યો હતો કે લોકોમાં મોટો દોલતવાન વેપારી છે એવું તરત જણાઇ આવ્યું. એના મિલનસાર સ્વભાવને લીધે ઘણા લોકોનું ઓળખાણ થયું અને દયાળું સ્વભાવે આશ્રાગતો ઘણાએક મળી આવ્યા. તેને ત્યાંહાં બેઠકમાં દરેક પ્રકારનાં માણસો આવતાં, તેઓ એની બુદ્ધિની તારીફ્ કરતાં અને તેનું હેત સંપાદાન કરવા લોભ જારી રાખતા હતા. તેમની જોડે વાતચીત કરવાની તેઓમાં શકિત આવેલી નહોતી તેથી તેના મિત્રોને તેઓના અજ્ઞાનપણાનો તથા અચંબાનો તેઓને પતો લાગ્યો નહી અને ધીમે ધીમે જરાતરા ભાષાનું જ્ઞાન થયું એટલે મંડળમાં તેમને સામેલ કરવા માંડયાં.

૪. ઘણી વખત સમજાવવા ઉપરથી નાણાનો ઉપયોગ અને ખાસીએત રાજપુત્ર સમજ્યો હતો, પણ સોના રૂપાના નાના કકડાઓને વેપારીઓ શું કરે છે અથવા કે આવી વગર ઉપયોગી ચીજો વડે ઉપજીવિકાનાં સાધનો કેમ મળી આવે છે તે બધું ઘણા વખત સુધી તેની સાથના બૈરાંના સમજવામાં આવ્યું નહી.

૫ તેઓએ બે વર્ષ સુધી ભાષા શિખવાનો શ્રમ લીધો અને તેઓને નાના પ્રકારના લોકોના રીવાજ તથા સુખ બતલાવવાનો ઈમ્લાક વિચાર કરતો હતો; જે લોકોની સ્થિતિમાં અથવા વરતણુકમાં વિલક્ષણ હોય તેવા બધા માણસો જોઇ એને ઓળાખાણ થયું, તેથી

વિષયી અને કૃપણ, ઉદ્યમી અને આળસુ, વેપારી અને વિદ્વાન, એવા જોડે એને ઘણો પ્રસંગ પડતો હતો.

૬ રાજપુત્ર ઝડપથી બોલી શકાય એટલું શિખી રહ્યો તેથી અને અજાણ્યા લોકો સાથે વેહેવારમાં કેટલું સાવધ રહેવું તે જણાય તથા બધી મંડળીઓમાં દાખલ થવું કે "ખરા સુખ માર્ગ"નું નિશ્ચય કરવાનું બની આવે માટે સારી સારી જવા આવવાની જગાઓમાં ઇમ્લાક જોડે જવા લાગ્યો. કેટલા વખત સુધી તો બધા સરખા સુખી એના જોવામાં આવ્યા. તેના મનમાં આવ્યું કે, માર્ગ પસંદ કરવાની કંઇ જરૂર નથી. જ્યાંહાં જતો ત્યાહાં નમ્રતા અને હાસ્ય વિનોદ દેખતો તથા ખુશીના રાગો અથવા બેફીકરાઇના હસવા સાંભળતો; તેથી તેને એવું સંભવવા લાગ્યું કે, દુનિઆં બધે સર્વે વાતોથી ચીકાર છે અને ગુણ અથવા ન્યુનતાને લીધે કાંઇ વત્તું ઓછું થતું નથી; કે દરેકના હાથ પ્હોલા રેહેતા હતા અને દરેક મન પરોપકારથી પીગળતું હતું; એવું હોય ત્યારે તે બોલ્યો, "કોણ દુ:ખી રહે?"

૭. ઈમ્લાકે આવો મન ગમતો ભુલાવો ચાલવા દીધો અને અનુભવ વિનાની ખીલતી આશાને તોડી નાખવાને તે ખુશ ન હોતો. પછી આખરે એક દિવસે થોડોએક કાળ મૌન્ય બેસી રહ્યા પછી રાજપુત્ર બોલ્યો, "મને ખબર નથી કે શા કારણથી મારા હમજાતીઓ કરતાં હું વધારે અસુખીછું; હું તેઓને નિરંતર એક સરખા મગ્નમાં જોઉંછું, તથાપિ મારૂં ખુદ મન તો બેચેન અને ગુંમ રહે છે. જે વૈભવમાં બધાઓ મોહિત થાય છે તેથી હું રંજન થતો નથી, હું ગમતી લોકોમાં રહુંછું તેનું એટલુંજ કારણ કે તેઓના ભેગાં રહી મારી જાત વિસરી જાઉં અને કેટલી વખતે તો મારૂં ભીતરનું દુ:ખ છુપાવવાને માટેજ તાનમાં આવી નાચું કુદુંછું."

૮ ઈમ્લાક–"દરેક માણસે પોતાના મનમાં જે બને છે તે જોઇને બીજાના મનમાં શું થતું હશે તે સમજવું. જ્યારે તમે તમારૂં ડોળ ખોટું રાખોછો તો તેથીજ તમને તમારા સાથીઓનાં ડોળ ખરાં નથી એવો અંદેસો આવવો જોઇએ. ઈર્ષા અન્યોન્ય છે, ઘણા વખત રહ્યાથીજ આપણી ખાતરી થાય છે કે

સુખ કોઇ કાળે મળવાનું નથી અને પ્રત્યેક માણસ બીજાને સુખ છે એવું માની કોઇ દહાડો તે પોતાને પ્રાપ્ત થશે એવી ઉમેદમાં નિભાવ કરે છે. ગઇ રાત્રે જે મંડળીમાં આપણે ગયા હતા ત્યાં, ત્યાંના ડોળની સ્ફુરતાઈ તથા મનના ઉડતા વિચાર જોઇને એવું કોઇના મનમાં આવે કે આ કોઇ પરલોકના પ્રાણીઓ હશે અને તેઓ, જ્યાં રજભાર ફિકર અને દુઃખ જવા પામે નહીં તેવા સ્થળોમાં વસતા હશે; તથાપિ મારૂં કહ્યું માનો તો ત્યાં એકાંતવાસમાં પડે મનના જુલમમાં આવવાનો સમય નજીક આવવાનો ધાક કોઈને ન હોય એવો પુરૂષ ત્યાં કોઇ ન હતો."

૯. રાજપુત્ર.—"મારી* બાબતમાં ખરૂં છે, માટે બીજાની બાબતમાં એમ હોય, તથાપિ માણસોનું સર્વજનીક અસુખ ગમે તેવું હો, પણ એક માર્ગથી બીજો માર્ગ સારો હોય છે અને ડાહ્યા પુરૂષનું લક્ષણ છે કે જે માર્ગે ઓછી વિપત્તી હોય તે ધારણ કરવો."

૧૦. ઇમ્લાક.-સુખ દુઃખનાં કારણો એવાં વિચિત્ર અવિવેકીત તથા એક મેકમાં ભેળાયલાં અને નાના પ્રકારના સંબંધથી એવાં તો છુટાં પડેલાં તથા અગમ્ય બનાવોપર એવો તો આધાર રાખતાં હોય છે કે, જે માણસ ખરેખરાં કારણો જોઈ સત્યમાર્ગ સ્વિકારવા બેસે તો તેના તપાસમાં અને વિચારમાં આખો જન્મારો નિકળી જાય."

રાસેલાસ—"પણ જે રૂષીઓનું સન્માનપૂર્વક આપણે માન્ય કરીએ છૈયે તે લોકોએ તો તેઓની નજરમાં જે વડે ઘણું સુખ થઇ શકે એવું જાણ્યું હશે ત્યારેજ તેવો માર્ગ સ્વિકાર્યો હશે."

૧૧. કવિ.—"મરજી પ્રમાણે થોડા લોકો કરી શકે છે. પોતાની નજર ન પહોંચે એવાં કારણોના બનાવથી અથવા જે કારણો ઉત્પન્ન કરવામાં તેની સહાયતા નથી તેવાં કારણોને લીધે પ્રત્યેક માણસ પોતાની સાંપ્રત હાલતમાં આવી પડે છે અને તે માટેજ કવચિતજ

---

* ઇમ્લાકનો આ બોધ આર્યતત્વશાસ્ત્રને અનુસરતો છે, કે જેવું "પિંડે તેવું બ્રહ્માંડે," "આપને તેવું પરને" એમ હોવુંજ જોઇયે.

કોઇ માણસ એવો જાણવામાં આવશે કે જેના વિચારમાં પોતા કરતાં પોતાના પડોસીનું ભાગ્ય સારૂં તે ન જાણતો હોય."

૧૨. રાજપુત્ર.—"વારૂ, આટલું તો ઠીક છે કે, મારા કુળને લીધે બીજાઓ કરતાં એક મોટો મને ફાયદો છે તે એ કે હું મારી મેળે નક્કી કરવાને તેવડે શક્તિમાન થાઉંછું. આ મારી આગળ આખી દુનિઆં આવી રહી છે. ફુરસદે ફુરસદે તેનો તપાસ કરીશું તો કોઈ સ્થળમાં પણ સુખ હશે એવું મળી આવશે."

---

## પ્રકરણ ૧૭ મું.

### રાજપુત્રને શોખી ને હિમતવાન જુવાનીઆનો સમાગમ થાય છે.

રાસેલાસે બીજે દિવસે ઉઠીને સંસાર માર્ગ તપાસવા માંડવાને ઠરાવ કર્યો. તે બોલ્યો કે, "જુવાની મોજ શોખનો વખત છે માટે જે જુવાન માણસો પોતાનું કામ મનની મરજીમાફક કરવામાં સમજે છે અને જેમનો વખત એક પછી એક નાના પ્રકારના ઉપભોગમાં જાય છે તેવાઓ જોડે હું પ્રસંગ પાડીશ."

૨. એવી મંડળીઓમાં એ દાખલ થયો પણ થોડા દિવસમાં પાછો કંટાળીને તથા કચવાઇને પાછો આવ્યો. તેઓમાં હાસ્ય વિનોદનો કંઇ સબબ અથવા આધાર ન હતો; તેઓનો આનંદ ઇંદ્રિઓને તૃપ્ત કરે એવો કઠોર હતો; તેમાં મનનો કોઇ ભાવ પુછાતો નહીં; તેઓની વર્તણુક પણ હુલ્લડાઇ ભરેલી અને પાજી હતી; તેઓ નિયમ અને શિરસ્તાને હસી કાઢતા હતા; પણ અધિકારીની આંખથી તેઓ નીચું જોતા અને ડાહ્યા પુરૂષના અણુસારાથી તેઓ શરમાઈ જતા; જલદી રાજપુત્રે નક્કી કીધું કે, જે વહીવટથી મને શરમ આવે છે તેથી હું કદી સુખી થનાર નથી. કોઈપણ વિવેકી બુદ્ધિમાન માણસને અનિયમિત ચાલવું અને જેમ ચાલે તેમ હસવું અથવા મોઢું ચઢાવવું યોગ્ય નથી

એવું તેની સમજમાં આવ્યું. સુખ તેના કહેવામાં કંઇ સઘન અને હમેશનું બીક અને અંદેસા વિનાનું નિરંતર રહે એવું હોવું જોઇએ.

૩. પણ તેના જુવાનીઆ સાથીઓના બિનકપટ સ્વભાવ તથા ખુશામતથી એટલા બધા તો તેને તેઓ વાહાલા થઈ પડયા હતા કે તેઓને શિખામણ ને ચેતવણી દીધા વના તેનાથી તેઓને છોડાયા નહીં. તે બોલ્યો "મારા મિત્રો ! આપણી ચાલ ચલગત અને આગળના લોભ ઉપર મેં બહુ ખરે ભાવે વિચાર કર્યો છે, અને મને માલમ પડે છે કે, આમાં આપણે આપણું હિત નથી જોતા તેથી મોટી ભુલ કરીએ છૈયે. માણસના પ્રથમ વર્ષમાં પાછળની તૈયારી કરી રાખવી જોઇએ. જેનામાં વિચાર કરવાની શક્તિ નથી તે ડાહ્યો જાણવો નહીં. આમ હમેશાં નાદાનપણું રાખે આખરે મુર્ખાઇ હાંસલ થાય અને આવા અમિતાહારથી કલાક બે કલાક મીજાજ ખુશ રહે, પણ તેથી આયુષ્ય ઘટે છે અને રોગાદિ ઉપદ્રવ થાય છે. વળી જુઓ કે, જુવાની ઝાઝા દહાડા રહેવાની નથી ને પુખ્ત ઉમરે જ્યારે આવા વિચારના મોહો બંધ પડશે તથા આનંદના ઉભરા આપણી આસપાસ ચઢશે નહીં તે વખતે કોઇનું સારૂં કરવાના સાધનોથી તથા ડાહ્યા માણસોની તારીફથી મનને વાળવાનું માત્ર સુખ રહેશે; એટલા માટે આપણા ઇલાજ આપણા હાથમાં છે તેવામાં આપણે સમજો કે, મનુષ્ય તરીકે આપણે પણ આગળ જતા વૃદ્ધ થવાના છૈયે, અને તે વખતે ગએલાં વર્ષોમાં બાકી ખાતે મુર્ખાઇ અને આગલી મોજશોખના સંભારણા પેટે તે વખતના ખાનપાનથી જે રોગ મળેલા તેના સરખું બીજું અતિ ભારે દુઃખ કોઇ થનાર નથી, માટે મનુષ્યને ઘટે તે પ્રમાણે આપણે વર્ત્તીએ તો કેવું સારૂં ?"

૪. થોડા વખત સુધી મુંગા મુંગા એકએકનું મોઢું જોયા કીધું અને આખરે હસી પડી તાળી પાડી તેને કાઢી મુકયો.

૫. આમ હાંસી થઈ તોપણ પોતાના વિચાર ખરા છે તથા પોતાની દાનત સાફ છે તે છતાં પણ તેનું ચિત્ત ઠેકાણે રહ્યું નહીં. પણ પાછું મન ઠેકાણે આણી પોતાની ખોળમાં તે પડયો.

## પ્રકરણ ૧૮ મું.

### રાજપુત્રને સુખી અને ડાહ્યો પુરૂષ મળી આવે છે.

એક દિવસે બજારમાં થઈને ફરતાં ફરતાં એકાદા વિશાળ મકાન આગળ તે જઇ ચઢયો. તેના બારણુાના દરવાજા જે જાય તેને માટે ખુલા રાખેલા હતા, તે લોકોની ભીડ મળતો ચાલ્યો અને અંદરથી જુએ છે તો શાળાગૃહ માલમ પડયું. તેમાં વિદ્વાનો શ્રોતાજનોની સમક્ષ ભાષણો વાંચતા હતા. પછી તેની નજર, બીજાઓથી ઉંચે ચઢીને બેઠેલો એક રૂષી, "માણસના મદોને કબજામાં રાખવા" બાબત ઘણા જોસથી સમજાવતો હતો તે ઉપર ગઇ; તો ચેહરો ગંભિર હતો, બોલવું કુશળ, ઉચ્ચાર સ્પષ્ટ તથા ઇબારત સુંદર હતી. અનેક તરેહથી દષ્ટાંત આપીને તથા દલીલો લાવીને તેણે બતાવી આપ્યું કે જ્યારે મદનું જોર આપણી બુદ્ધિપર વધે છે તેથી માણસ બગડતું જાય છે, તથા તેનું નુર ઝાંખું થાય છે, તથા જે વખતે મદનો પિતા જે તરંગ તે મનમાં શ્રેષ્ટ થઇ પડે છે એટલે અવ્યવસ્થાનાં જે સાધારણ ફળ, ગેરબંદોબસ્ત અને હુલ્લડો આદિ નિપજ્યા વગર રહેતાં નથી; તથા એ શક્તિ બંડખોર લોકોને બુદ્ધિના કિલ્લાઓ બતાવી દે છે અને તેઓનો જે ખરો રાજા વિવેક તેની સામે તેનાં છોકરાંઓને ઉભાં કરે છે. તેણે વિવેકને સૂર્યની ઉપમા આપી કેમકે સૂર્યનું તેજ નિરંતર એક સરખું નિર્મળ હોય છે; અને તરંગ એક ખરતા તારા જેવા જાણવા, કેમકે તેનો ચમત્કાર ઘણો તથાપિ થોડો વખતનો આડો આવળો અને લોકોને ભુલાવામાં નાંખે એવો હોય છે. પછી તે મદ જીતવાને વખતે વખતે જે નાના પ્રકારની આજ્ઞાઓ કરવામાં આવેલીઓ છે તે એક પછી એક કહી ગયો; અને જે લોકો એવી જીત કરી શકેલા છે તે લોકોના સુખનું વર્ણન કર્યું. પછી માણસને કશી વાતની ધાસ્તી ન રહેથી આશાથી તે બેવકુફ બનતો નથી; ઇર્ષા અને તામસથી બળી ખાખ થતો નથી; સુકુમાર થઈ પુરૂષાતન ખોતો નથી અથવા દુઃખ પડે હાડકાં ક્રાઢતો નથી પણ સંસારમાં ધામધુમ અને ઘર ધંધામાં પણ જેમ સૂર્ય પોતાનો માર્ગ વાવાઝડામાં તથા આડે

દહાડે જેવો સરખે માર્ગે ચાલ્યો જાય છે તેમ તે પણ ચાલ્યો જાય છે.

૨. દુઃખ અથવા સુખને દૃઢ વળગી રહેલા અને જે બનાવોને જે પ્રકારના સાધારણ લોકો સારા નરતાનું વિશેષણ આપે છે તે ઉપર બેદરકારી રાખનારાઓ એવા નરોના દાખલા આપી પોતાના શ્રોતાજનોને ઉપદેશ કરી કહ્યું કે, 'તમે તમારા મનના અંટસો કાઢી નાંખી ઇર્ષા અથવા દુર્ભાગ્યનાં રાડાં ખળવાને અજીત ખામોસીની ઢાલ હાથમાં લો; તથા આજ ખરૂં સુખ છે અને આવું સુખ દરેક જનને મળી શકે' એવું કહી ભાષણ સમાપ્ત કર્યું.*

૩. પરલોકી મનુષ્યનું બોલવું જેવા આદરથી સ્વિકારવું હોય છે તે પ્રમાણે રાસેલાસે કાન દેઇ ભાષણ સાંભળ્યું અને દરવાજા આગળ તે આવે ત્યાંહાં સુધી ખોટી રહ્યો અને ખરા જ્ઞાનનો જે ભંડાર તેને ઘેર મળવા જવાની સન્માનપૂર્વક રજા માગી. જરા ભાષણ કર્ત્તાએ આનાકાની કરી એટલે રાસેલાસે તેના હાથમાં મોહોરની એક થેલી મુકી દીધી, તે તેણે ઘણા હર્ષ અને આશ્ચર્યથી લેઇ ઉંચી મુકી.

૪. ઘેર આવ્યા પછી રાજપુત્રે ઈમ્લાકને કહ્યું "આજે મને, જેટલું જાણવાનું જરૂર છે તે બધું શિખવી શકે એવો અને જે સંસાર પ્રકરણોમાં બુદ્ધિરૂપી કિલ્લાના અચળ સ્થાનકે બેસી નીચેના સંસાર ખટલાઓ ફરતા જોયા કરેછે તેવો પુરૂષ મળી આવ્યો છે. તે બોલે છે એટલે બધાઓના કાન તેના હોઠ તરફ વળી રહે છે; તે તકરાર કરે છે કે તેનું વાકય પુરૂં થતાજ મનમાં કશી તરેહનો અંદેસો રહેતો નથી. આજથી હું તો એનો ચેલો થાઉંછું અને એની પાસે ગુરૂમંત્ર શિખી એના જેવો થવાને કોશિશ કરીશ."

ઇમ્લાક-"એટલા બધા આકળા થઇ એવા નીતિ શિખવનારાની તારીફ તથા વિશ્વાસ કરો નહી. તેઓ દેવ લોકની પેઠે બોલવામાં છે પણ ચાલવામાં તો માણુસ જેવાજ જાણવા."

---

* આ સુખ દુઃખ સભ્યતા-સમાનતા, વિવેક-મર્યાદાના વિચારો તત્વવેત્તા ઝેનોના છે.

૫. રાસેલાસ જે માણુસ આવી રીતે જુસ્સાથી તકરાર કાઢે તે પોતાની તકરારથી સંતોષ પામ્યા વિના કેમ રહેવાય તે ન સમજ્યો તેથી કેટલાએક દહાડા પછી ત્યાંહાં મળવાને ગયો. એને ઘરમાં પેસતાં અટકાવ થયો. પૈસાનું જોર તે પાઇ ગયો હતો તેથી એકેક મોહોર આપી છેક અંદર ઠેઠ ઓરડામાં ગયો; અને ત્યાંહાં જુએ છે તો પેલો શાસ્ત્રી અરધા અંધારા ઓરડામાં આંખમાં પાણી ભરાઇ આવેલા અને મોઢાના હોંશ ઉડી ગએલા એવે વેશે બેઠો હતો. તેણે કહ્યું "ભાઇ, તમે એવી વખતે આવ્યા છોકે જે વખતે મિત્રાઈનો સંબંધ રહેજ નહીં. મારે માથે પડયું છે તેનો ઇલાજ થઇ શકનાર નથી; જે મારૂં ગયું છે તે પાછું મળનાર નથી. મારા ઘડપણની વખતે ચાકરી કરનારી એવી મારી એકની એક દીકરી કાલે રાતે તાવના મરજથી મરી ગઇ. મારી આશા તૃષ્ણા વગેરે આજે બધું દેવાઇ ચુકયું. હું લોકોથી છુટો પડી ગયો અને આજે એકલો પડયોછું."

રાજપુત્રે કહ્યું. "મૃત્યુથી ડાહ્યા માણસે મનમાં કંઇ લાવવું નહી. આપણે જાણિયે છેયે કે મૃત્યુ આઘું નથી માટે તેની તૈયારીમાં હમેશાં રહેવું જોઇએ."

રૂષીજી બોલ્યા, "હે જુવાન માણસ, તું વિહેની વેદના ન વેઠેલી હોય એવો જણાય છે."

તે ઉપરથી રાસેલાસે પ્રત્યુત્તર કર્યો કે, તે દિવસે આવા જોશથી ભાષણો કરતા હતા તે ભાષણો એટલામાં વિસરી ગયા કે? ગુણી માણસો પણ માથે આવેલી પીડામાં ટટાર રહી શકતા નથી ! જુઓ બાહ્યાંતરનું બધું ફરતું છે, "પરંતુ સત્ય અને બુદ્ધિ હમેશા કાયમ રહે છે." પેલા દુખીઆરા બાપે કહ્યું કે, હવે મને સત્ય અને બુદ્ધિથી શો દિલાસો મળવાનો, તેથી મારૂં શું વળ્યું, તેથી તો એટલુંજ સિદ્ધ થાય છે કે મારી છોકરી પાછી આવનાર નથી.

૬. રાજપુત્ર સુજ્ઞ સ્વભાવનો હતો તેથી આવી દુઃખની વેળાએ તેને ઠપકો આપી અપમાન આપવાનું દુરસ્ત ધાર્યું નહી; તથા મનમાં સમજ્યો કે લાંબાં લાંબા ભાષણો કરવા, સફાઈદાર બોલવું અને ચીપી ચીપીને શબ્દ ગોઠવવા એ સૌ ફાંફાં, છે તેથી પોતે ત્યાંહાંથી ચાલ્યો આવ્યો."

## પ્રકરણ ૧૯ મું.

### રબારી લોકોના સમાગમ.

હજુ એજ ઈતિહાક ઉપર રાસેલાસ મંડયો રહ્યો અને નિલ નદીના (નિચલા ભાગના) ઘોધવા* નજીક કોઇ એક સંત રહેતો હતો તેનું શિળપણું આખા પ્રગણામાં મશહુર થઇ ગયું હતું, તે ગોસાંઇને મળવા જવાનો ઠરાવ કર્યો અને જે સંસારમાં સુખ નથી મળતું તે એકાંતવાસમાં મળે છે કે નહીં તે તેને પુછવું તથા જે માણુસ વયે અને પુન્યે આવો વિખ્યાત થએલો છે તે માણુસ દુઃખ સહન કરવાને તથા વટાવવાને કંઈ વિલક્ષણ માર્ગ બતાવી શકે છે કે નહીં તે જોવું.

૨. ઈમ્લાક અને રાજપુત્રીએ સાથે જવાને હા કહી અને જરૂરીઆત સામગ્રી કરી તેઓ નિકળી પડયાં. વાટમાં ખેતરો આવ્યાં ત્યાં રબારીઓ ઘેટાં ચારતા અને મેંઢાનાં બચ્ચાંઓ બીંડમાં રમતાં હતાં. એ જોઈ ઇમ્લાક બોલ્યો, "આ લોકો હમેશાં નિરઅપરાધી અને ગરીબડાં ગણાયછે માટે તેઓના તંબુમાં બપોરી ગાળો કે, એ આપણા બધા શોધનો અંત્ય અહીંઆ આવશે કે નહીં તે જાણુવામાં આવે."

૩. એ વાત સઘળાને પસંદ પડી અને તેઓએ કંઇ જરા તરા બક્ષીસો આપી અથવા તેઓમાં મળી જઇ વાતચિત કરી અદરહું રબારીઓને તેઓના સુખ દુઃખની વાતો કહેવડાવી. તેઓ બિચારા એવા અજ્ઞાન અને સાદા હતા કે, પોતાની સ્થિતિનું સારૂં નરસું સરખાવી શકતા નથી; તથા તેઓની વાતો અને બોલવામાં એવા તો તેઓ ગોટા વાળતા કે તેમાંથી કંઇ સાર નિકળ્યો નહીં; પણ આટલું તો જણાઇ આવ્યું કે તેઓના મનમાં અસંતોષનો

---

* નીલ નદીનો દક્ષિણુ ઘોધવો, 'અપર ઇજીપ્ત'ના છેક છેડાણુપર ન્યુબિયાના પરગણુાપર આવેલો છે. એલાઉન અથવા સાયનીના કસબા નજીક ફીલી અને એલીફનટાઈન અને એસાઉન અથવા સેનીના પ્રગણા વચે બેટ છે. આ ઇતિહાસીક ને બહુ જાણીતી જગ્યા છે.

શળો પેઠેલો હતો અને તેઓને પૈસાદાર લોકોના સુખને માટે વેઠ કરવી પડે છે એવું સમજી તેઓથી જે ચઢતા લોકોછે તે ઉપર ખાલી દ્વેષ રાખતા હતા. રાજકુંવરીએ ચીઝુંઇને કહ્યું કે, "આવા અદેખા જંગલીઓને મારી સાથે રાખવા દેનાર નથી અને હવે મારે એવા ગામડીઆ સુખનો વધારે અનુભવ જોવાની ઇચ્છા નથી પણ હજુ પ્રથમ યુગના સુખોની વાતો લખેલી છે તે ખોટી હોય એવું મારાથી કહેવાતું નથી અને એ સંસારમાં ખેતર તથા જંગલના નિર્મળ આનંદ આગળ બીજું કંઈ વધારે સારૂં હશે તે બાબત મને અંદેશો રહે છે; તોપણ કોઈ દહાડો એવો પણ આવશે. કે થોડાએક ખુબસુરત અને ફતેહમાર્ગી સાથીઓ જોડે મારે હાથે રોપેલાં ફુલ હું વીણીશ તથા મારી પોતાની ઘેટીનાં બચાંને રમાડીશ અને બિન ફિકરે છાંયડામાં એકાદ દાસીને વાંચતી, વેહેલા કાંઠે બેશી હું સાંભળીશ."

---

## પ્રકરણ ૨૦ મું.

### શ્રીમંતાઈની પીડા.

બીજે દિવસે તેઓએ પોતાનો પ્રવાસ ચલાવ્યો અને બપોર થએ તેઓને પડાવ માટે જગ્યા શોધવી પડી. થોડેક છેટે એક ઝાડી જોઈ અને ત્યાંહાં જતાં તેઓને માણસનો પગરવ માલમ પડયો. જ્યાં ઘણી ઘટા હતી ત્યાં છોડવાઓ કાતરીને બેસવાને જગ્યા બનાવી હતી. સામસામેનાં ઝાડોનાં ડાળાં સફાઇથી ગુંથી લીધેલાં હતાં. ખુલી જગ્યાઓમાં હારેદોર ફુલોનાં કુંડાં ગોઠવી દીધેલાં હતાં અને ત્યાં જે નાનું નાળું હતું તે સર્પાકારે એક પાસેથી વેહેતું હતું. તેના કીનારાપર કોઇ જગાએ નાના કુંડ ભરાઇ રહ્યા હતા અને કેટલીએક જગાએ પથ્થરો એકપરએક ગોઠવી પાળ કરી લઇ પાણી અટકાવી લીધાં હતાં તેથી કરીને તેનો છણછણાટ વધારે જણાતો હતો. ધીમે ધીમે ઝાડીમાં ચાલતાં આવી અણચીતવી ગોઠવણો જોઇ મકલાતા તથા આવી બહારની અવાવરી જગ્યામાં શા વાસ્તે અથવા કોને ફુરસદ મળી હશે કે આવા

અવિઘ્ન સુખ માટે ઘાટ ઘડયા છે તેનો એકેક માંહોમાંહે વિચાર કરતાં મગ્ન થાય છે. જેમ આગળ ચાલ્યા તેમ તેમને ગાયનનો સુર કાને પડયો, અને ઝાડીમાં બાળ બાળકીઓને નૃત્ય કરતાં દીઠાં ત્યાંથી અગાડી ચાલતાં ટેકરી ઉપર આસપાસ ઝાડોની મધ્યે એક મોટો મેહેલ નજરે પડયો. પૂર્વ દેશોના રીવાજ પ્રમાણે અંદર પેસવાની પરવાનગી મળી અને ઘરધણીએ શ્રીમંત અને લાયકીવાળા ગૃહસ્થો જાણી તેઓને સારો આવકાર આપ્યો.

૨. તે ઘણો હુશિઆર હતો તેથી તેને ઝટ જણાઇ આવ્યું કે આવે વેશે આવેલા જેવા તેવા પરોણા નથી, તેથી સારાં મિષ્ટાન તૈયાર કરાવ્યાં. ઈમ્લાકના સુરસીક ભાષણથી તેનું મન મોહી રહ્યું અને રાજકુંવરીની અતિસારી લાયકી જોઇ તેણે ઘણી અદબ રાખવા માંડી. જ્યારે તેઓ જવાને તૈયાર થયાં ત્યારે તેમને કાલાવાલા કરી રાખ્યાં; અને બીજે દહાડે પણ આગળ કરતાં તેમને જવા (ન)દેવાને વધારે આગ્રહ કર્યો તેથી તેઓને રેહવું પડયુ અને અદબ ટુટી થોડા વખતમાં તેઓનું મન મળી ગયું તેથી એકએકનો સ્નેહ વધી પડયો. રાજપુત્રે જોયું તો ઘરના બધાં માણસો ઉમંગી અને મેહેલની આસપાસનો સૃષ્ટિનો દેખાવ પણ ચમત્કારિક હતો. તેથી તેના મનમાં આશા આવી કે અહીઆં આપણું કામ થઇ રહેશે; અને જ્યારે ઘરધણીએ નિશ્વાસ નાંખી ઉત્તર આપ્યો કે, "મારી હાલત જોઈ સુખીઆ કહેવાઇએ ખરા, પણ દેખાવ ઉપર ભુલવું નહીં. મારા સુખથી મારો દેહ હમેશાં ભયમાં રહે છે; ઇજીપ્તનો બાદશાહ* મારો શત્રુ છે, તેનું કારણ મારો પૈસો અને લોકોમાં હું સારો કહેવાઉં છું તે છે. આજસુધી તો દેશના રાજાઓની મેહેરબાનીથી હું ટકી રહ્યો છું, પણ મોટાની મેહેરબાનીનું ઠેકાણું નથી. આજે મારા રક્ષણ કરનાર છે તેનુ મત ફરી જાય ને બાદશાહ જોડે મળી જઇ મને લુટી લે. મારો ખજાનો બીજા દેશમાં મોકલી દીધેલો છે અને જરા કંઇ સુને વને ખબર થઇ કે આપણે પણ જવાની તૈયારી કરવી પડશે. ત્યારે

* મિસરના પાછા–પાશા અથવા બાશા તે તરફીના ખંડિયા છે.

મારા શત્રુઓ મારા મકાનમાં આવી તેની ધુળધાણી કરશે તથા મારા કરેલા બાગો ભોગવશે."

૩. બધાઓ આ તેના ભયથી દિલગીર થયા તથા તેનો બહારવટો જોઇને ઘણો તેઓએ ખેદ કર્યો; અને રાજકુંવરી તો આ દુઃખ અને તામસથી એટલી બધી તો ગભરાઇ ગઇ કે, પોતાના ઓરડામાં જઇ તેને સુઇ રહેવું પડયું.

૪. બીજા કેટલાએક દહાડા આ તેઓના ભલા યજમાનને ત્યાં રહ્યાં પછી પાછા પેલા સંતને ત્યાં જવા સારૂં નિકળ્યા.

---

## પ્રકરણ ૨૧ મું.

### એકાંતવાસનું સુખ—સંતની કથા.

ખેડુતોના બતાવ્યા પ્રમાણે રસ્તે ચાલતાં પેલા સંતને ધામે ત્રીજે દહાડે આવી પહોંચ્યાં. તે ધામ એક ઝાડની ગુફામાં હતું, આસપાસ ખજુરીઓનાં ઝાડો ઉગેલાં હતાં, તે પાણીના ધોધવાથી એટલે છેટે હતું કે ત્યાં માત્ર જરા ધીમો ધીમો અવાજ સંભળાતો હતો. તેથી જો ઝાડોમાંથી સુસ્વાટા બંધ પવન વાતો હોય તો ઉદાસીના વિચાર મનમાં આવે. કુદરતનો કઢંગો દેખાવ માણસોની મેહેનતથી એટલો બધો ફરી ગયો હતો કે, તે ગુફામાં ઓરડા ઓરડી, જુદા જુદા ઉપયોગ માટે કાઢેલાં હતા, અને તેમાં રાત પડે તથા તોફાનને લીધે ત્યાં રેહેવું પડે તો ઉતારો કરવાને જગ્યા મળતી હતી.

૨. બારણા આગળ સાંજની હવા ખાવાને એ સંત એક બાજઠ ઉપર બેઠેલો હતો. તેની આસપાસ અનેક જાતના હથીઆરો વિષેનું પુસ્તક, તથા કાગળ કલમ પડેલાં હતાં. તેઓ પાસે આવ્યા તોપણ તે કંઈ નિધા કરતો નથી, એવું જોઇ રાજકુંવરીએ કહ્યું કે "સુખનો માર્ગ મળ્યો હોય અથવા શિખવે એવા પુરૂષનું આ ડોળ ન હોય."

ત્યાં જઇ તેઓએ મોટા સન્માનથી દંડવત્ કીધા. તેના પાછા દંડવત્ કરવાથી એટલું તો જણાયું કે તેણે દરબારનો વિવેક ન જોઓ હશે એમ નથી. તેણે કહ્યું, "બચાઓ, તમે ભુલાં પડયાં હશો

તો અહીંઆં જે મળી આવશે તેવી રીતે રાતના ચાકરી કરવાને અમે બહુ ખુશી છીએ. આ જંગલમાં જે મળી આવે તે સઘળું હાજર છે અને ખાખીના મકાનમાં નાનાપ્રકારના પકવાનોની તમારે આશા રાખવી નહીં."

૩. તેનો ઉપકાર માની અંદર બેઠા, અને ત્યાંનો બંદોબસ્ત ને ચોખાઇ જોઇ તેમને તે પસંદ પડ્યું. પોતે ફળો તથા પાણીનો અહાર કરતો હતો તોપણ એમને સારૂ મધ, માસ હાજર કર્યું. તેની વાતચીતમાં હાલકાઇ ન છતાં હસાવે એવી હતી; અને ધર્મયુસ્ત નહીં તથાપિ નીતિમાન હતો તેથી જલદી આ મુસાફરોનું મન હરણ કરી લીધું; અને રાજકુંવરીએ ઉતાવળથી જે પ્રશ્ન બાંધ્યું હતું તેનો તે પસ્તાવો કરવા લાગી. આખરે ઈમ્લાક નીચે પ્રમાણે વાત કાહાડી: "તમારી કીર્ત્તિ આ પ્રમાણે સઘળે ઉઠી રહી છે તેમાં અમારા આજે જોવામાં આવી તેમાં કંઈ નવાઇ નથી. તમારા ગુણની તારીફ હમે કેરોમાં સાંભળી. આ જુવાન પુરૂષ અને છોકરીને માટે સત્ય માર્ગ કેમ મળે તે જાણવાને વિનંતી કરવા માટે અહીઆં આવેલાં છીએ."

૪. સંતે જવાબ દીધો: "જે સારી રીતે વરતે છે તેને બધો સંસાર સારો છે અને સતમાર્ગને માટે મારે બીજું કંઇ કેહેવાનું નથી, પણ આટલુંજ કે દેખીતા દુરાચરણનો ત્યાગ કરવો."

રાજપુત્ર.–"તમારા દૃષ્ટાંતથી તો એમ માલમ પડે છે, કે આવા એકાંતવાસમાં રહ્યાથી ખચ્ચિત દુરાચરણનો છાંટો પણ પડવાનો નથી."

સંત.–"હા, હું પંદર વરષ થયાં એકાંતવાસમાં રહ્યો છું પણ મારી ખુશી નથી કે મારૂં જોઇ મારા જેવો વેશ બીજો કોઈ ધારણ કરે. મારી જુવાનીમાં હું લશ્કરમાં નોકર હતો, અને રફતે રફતે ત્યાંહાં સૌથી ઉંચી પદ્વી મને મળી. મારૂં લશ્કર લેઈને ઘણા વિશાળ દેશોમાં હું ફરી વળ્યો છું અને ઘણીએક લડાઇઓ મારી છે તથા ઘેરા ઘાલ્યા છે. આખરે મારાથી નીચેના સરદારને મારા હક્કની જગો આપ્યાથી મારૂં મન ઉઠી ગયું, તેથી તથા શરીર પણ ઘસાવા આવવા લાગ્યું તેથી વિચાર કર્યો કે, દુનિઆમાં ક્લેશ, કંકાસ, ફંદ બહુ જોયા, હવે આપણે નિરાંતમાં જઇ રેહેવું.

પાછળ શત્રુ ધાયો આવે છે તેની બીકથી હું આગળ આ ગુફામાં ભરાઇ ગયો હતો તેથી પકડાયો નહતો, તેથી એ ગુફામાં અંત્યકાળે રેહેવું એવો મેં નિશ્ચય કર્યો. મજુર, કારીગરો લાવી તેમાં ઓરડા, ઓરડીઓ કાઢી અને જે સામાનની જરૂરીઆત જેવું જણાયું તે સામાન આણી અત્રે ભર્યો. અહીઆં આવીને રહ્યા પછી કેટલાએક દહાડા સુધી તો તોફાન ખાધેલા વહાણના માણસો બંદરમાં આવે જેવા ખુશી થાય છે તેવો હું ખુશીમાં રહ્યો. અને લડાઇની ધામધુમ ને ગડબડાટને બદલે અહી નિરાંત અને શાંતી મળી આવી તેથી આનંદમય થતો હતો. જ્યારે નવાઇનો મોહો ઉતરી ગયો ત્યારે આસપાસ ઉગતાં ઝાડપાનો જોઇ વખત કાઢયો; અને ખડકોમાંથી ઘણાએક ખનીજ પદાર્થો એકઠા કર્યા, પણ હવે તે તપાસવામાં રસ પડતો નથી તેથી હવે મન ઉઠી ગયું છે. થોડો વખત થયાં વળી વિચાર અને ગભરાટ થયો છે. મારા મનમાં નાના પ્રકારના અંદેસા અને મગરૂબ કલ્પનાઓ આવી મારા મનને ડોળી નાંખે છે; કેમકે મને કંઇ જાતની ગમત હાલ રહી નથી. કેટલી વખત સદાચણુ જાળવવાને અને દુઃખમાંથી મુક્ત રહેવાને મારે આમ દુનિઆં છોડી રેહેવું પડયું તે વિચારથી બહુ હાલ લજ્યા હું પામું છું; અને એવું પણ આવે છે કે આમ એકાંતમાં આવવાને ભક્તિ ભાવે નહીં પણ દ્વેષભાવે મને ભમાવેલો છે. મારી કલ્પનામાં હજાર મુર્ખાઇના તર્કો પેદા થાય છે અને આટલું બધું ખોઇ આટલો થોડો લાભ થયો તેથી બહુ શોક કરૂં છું. એકાંતવાસમાં દુષ્ટ માણસોનો ચેપ લાગતો નથી તો સારા માણસોની વાતચીત તથા સલાહ પણ મળી આવતી નથી. સર્વજનોના સુખ દુઃખનો ઘણા દહાડા થયાં મુકાબલો કરી હું પરવારી રહ્યો અને હવે કાલે દુનિઆમાં પાછા જવાનો વિચાર કરૂંછું. એકાંતમાં રહેથી બેશક માણુસ દુઃખીતો થશે, પણ ભાવીક કોઇ કાળે થાય નહીં."

આ તેનો વિચાર સાંભળી બધા અચંબો પામ્યાં. પણ થોડો એકવાર મુગા રહી ફેરો લેઇ જવાની વિનંતી કરી. પાહાડોમાં તેણે દોલત સંતાડી હતી તે ખોળી કાઢી અને તેઓની જોડે શેહેર તરફ ચાલ્યો. પાછું શેહેર જોઇને તે ગાંડો ઘેલો થઇ ગયો.

## પ્રકરણ ૨૨ મું.

### સૃષ્ટિ નિયમ પ્રમાણે વર્ત્તનાર પુરૂષના સુખ વિશે.

એકમેકના અનુમતો જોવાને તથા દીલખુલી વાદવિવાદ કરવા માટે જે વિદ્વાનોની સભાઓ નિયમિત વખતે ભરાતી હતી ત્યાં **રાસેલાસ** હમેશાં જતો, તેઓની રીતભાત જરા અવિવેકની હતી; પણ તેઓનો વિવાદ બોધકારક તથા તેઓનાં ભાષણો ઘણાં ઉડાં હતાં, પરંતુ કોઇ કોઇ વખત ઘણાજ તપી જતા હતા અને એવા લાંબા વધ્યા જતા હતા કે તેમને કયી બાબત ઉપર બોલવા માંડયું હતું તેનું ભાન રહેતું નહીં. કેટલાએક દોષો તે બધામાં સરખા હતાઃ બધા બીજાને પોતાનું કહ્યું મનાવવાને મથતા, અને પ્રત્યેક પુરૂષ બીજાની બુદ્ધિ તથા જ્ઞાનને તોડી પાડેલું જોઈ ખુશી થતા.

૨. આવી સભામાં **રાસેલાસે** પેલા સંતની કથાની હકીકત કહી અને તેણે વિચાર કરીને તથા સ્તુતિપૂર્વક ચાલેલો એવોજ માર્ગ ધારણ કરેલો હતો તેનો નિષેધ કરતાં તેને સાંભળી પોતાને જે તાજુબી લાગી હતી તે કહી સંભળાવી. શ્રોતાજનોના એ ઉપર અનેક વિચાર પડયા. કેટલાએકનો અભિપ્રાય એવો હતો કે, એને જે હમેશાં શ્રમ કરવાનું ચોટેલું રહ્યું છે એજ શિક્ષા એની મુર્ખાઇ દાખલ બસ છે. એમાંના એક તરૂણ પુરૂષે તો એકદમ આવેશથી તેને ભગળભાવાર્થી ઠરાવ્યો. કેટલાએકો બોલ્યા કે સર્વે જનોને કાજે પ્રત્યેક માણુસે પ્રત્યેક માણુસને (માટે) મેહેનત કરવાની ફરજ છે માટે, આમ એકાંત શ્રમ લેવો એ ફરજ ત્યાગ કરવા સરખું થયું. બીજાઓ એવાપણ નિકળી આવ્યા કે તેમણે કહ્યું કે એવોપણ વખત છે કે જે વખતે સર્વે જનોનો હક થઇ રહે છે ત્યારે માણુસ પોતે વેગળો રહી પોતાનું જન્મ કૃતાર્થ જોઇ પોતાના જીવનું કલ્યાણ કરે એ વ્યાજબી છે.

૩. બીજા કરતાં વળી એકને તો આ વૃત્તાંતથી એટલી અસર થઇ કે, તેના વિચારમાં તો પાછો એ સંત થોડા વર્ષમાં પોતાને આશ્રમે જશે; અને કજા અથવા લજ્યાની અડચણ યા હરકત નહીં થાય તો વળી પાછો પોતાનો આશ્રમ મુકી વસ્તીમાં આવશે.

તે બોલ્યો કે, 'સુખની આશા એવી તો મનમાં દૃઢ વળગી રહેલી હોય છે કે, પુરા અનુભવથી પણ તે જતી નથી. સાંપ્રત હાલતમાં પછી ગમે તે હો, પણ આપણને દુઃખ છે એવું લાગે છે અને કબુલ પણ કરવું પડે છે, તથાપિ જ્યારે તે હાલત છેટે હોય છે એટલે કલ્પના મન લલચાય એવો ચિતાર રંગી મુકે છે; પણ આખરે એવો કાળ આવવો જોઈએ કે જે વખત તૃષ્ણાઓથી કાંઈ પણ પિડા હોનાર નથી અને માણસો પોતાના હાથશિવાય દુઃખી થવાના નથી.'

૪. આવું તેનું બોલવું સાંભળી,* બોલવાને ઢમઢમી રહેલો એક વિદ્વાન હતો તેણે કહ્યું, "ડાહ્યા પુરૂષની સાંપ્રત હાલત એવીજ છે; તમે કહોછો તેવો કાળ પણ આવી ચુકયો છે, ત્યારે હવે જેઓ દુઃખી થશે તેમાં તેમનો પોતાનોજ વાંક જાણવો. ઈશ્વરે આપણી હદમાં જે સુખ કૃપા કરી મુકેલું છે તે સુખ દૂર ધુંડવા જવું એથી વધારે મુર્ખાઈ કયી ? સુખી થવાનો માર્ગ આ છેઃ–

"ઇશ્વરી નિયમ પ્રમાણે વર્ત્તવું; વિદ્યાભ્યાસથી જે આવેલું
"નથી પણ, જન્મ વખતે છઠ્ઠાના લેખમાં લખાયલો જે લેખ
"આજ્ઞાપેઠે હૃદયમાં લખેલો નથી પરંતુ આપણા હૃદયમાં અસ-
"લથી આવેલો છે, તેવો અવિચળ તથા સર્વવ્યાપક જે નિયમ
"તેને અનુસરીને રહેવું."†

"જે માણુસ આમ વર્તે છે તેને આશાના લોભથી તથા તૃષ્ણાની પ્રેરણાથી કંઈ પણ દુઃખ પ્રાપ્ત થવાનું નથી; તે બુધ્ધિવંત બાબતો વિશે જેમ વારા ફરતી નજરમાં આવશે તેમ ચાલશે અથવા કરશે, અથવા સમધારણ સ્વભાવથી તેનો ધિક્કાર અથવા ત્યાગ કરશે.

"બીજા પુરૂષો વિકટ તર્કો અથવા ચાતુર્ય વાખ્યાઓ કરી મનનું સમાધાન કરે તેઓએ જાણવું કે, ડહાપણ સંપાદન કરવાના સેહેલા રસ્તા છે.

---

* અસલમાં આ પ્રમાણે છેઃ–"સાંભળવું જોઇ"
† પ્રાચિન ગ્રિક તત્વવેત્તાઓના આ વિચાર છે.

“વનમાંના હરણો, અને ઝાડમાંના પક્ષીઓ તેઓએ જોવાં; પ્રેરણા બુદ્ધિ પ્રમાણે ચાલનારાં જનાવરોના જીવતર ઉપર તેઓએ લક્ષ આપવું; તેઓએ પોતાનું ધોરણ પકડી રહે છે અને સુખી થાય છે. એ ઉપરથી આપણે માંહોમાંહે ચુંથવાનું બંધ કરી કેમ વરતવું તે શિખવું. આવા ઢોંગથી અને ડોળથી જે માણસોએ આજ્ઞાઓ બાંધેલી તેઓજ તેને સમજતાં નથી એવી આજ્ઞાઓનું બંધન કાઢી નાંખી આ એક સાદું પણ સમજવાળું વાક્ય ધ્યાનમાં રાખવું કે “સૃષ્ટિથી આડા જવું તે સુખથી આડા ગયા બરોબર છે.”

૫. જ્યારે તે બોલી રહ્યો ત્યારે ઠાવકું મ્હોડું રાખી આસ પાસ તે જોવા લાગ્યો અને પોતાનાં મહત્કર્મો જોઇ બહુ મકલાયો; એવામાં રાસેલાસે ઘણી નમ્રતાથી કહ્યું કે “ભાઇ સાહેબ, હું પણ સઘળા માણસોની માફક સુખ શોધતો ફરૂં છું. તમારૂં ભાષણ મેં કાન દેઇને સારી પેઠે સાંભળ્યું છે; તમારા જેવા વિદ્વાને આમ છાતી ઠોકીને જે સિદ્ધાંત કહ્યા તે સત્ય હશે એમાં કંઇ શક નથી, માટે જરા મેહરબાની કરીને ‘સૃષ્ટિના નિયમ પ્રમાણે વર્ત્તવું’ એટલે શું તે મને સમજાવો.

૬. એ સાંભળી પેલો વિદ્વાન બોલ્યો; “જુવાન પુરૂષોને આવા વિવેકી અને શાણા હું જોઉં છું ત્યારે મારા અભ્યાસથી જે જે મને જાણવામાં આવ્યું છે તે હું કેહેવાને રાજીછું. ‘સૃષ્ટિના નિયમ પ્રમાણે વર્ત્તવું’ એટલે કે, કારણ અથવા પરિણામના ગુણ અને સંબંધોથી ઉત્પન્ન થતી જે યોગ્યતા તેના ઉપર બરોબર લક્ષ રાખી વર્ત્તવું. સાર્વજનિક સુખના અવિચળ જે નિયમ તેને અનુસરતા રહેવું અને હાલ જે પદાર્થોની રચનાછે તેઓનાં વળણ અને સામાન્ય સ્થિતિ જોઇ ચાલવું.”

૭. હવે રાજપુત્રને માલમ પડી આવ્યું કે, આ એવા જ્ઞાની છે કે, એમની જેમ વધારે વાતો સાંભળીશું તેમ ઉલટું થોડું ધ્યાનમાં ઉતરશે, તે માટે ડોકું હલાવી ચુપ રહ્યો, તથા પેલો જ્ઞાની બધાને હઠાવી પોતેજ રાજપુત્રનું મન સમાધાન કર્યું એવું સમજી હાલના સંસારના પ્રકરણ પ્રમાણે ચાલતો હોય એવા પુરૂષનું ડોળ ઘાલી ચાલતો થયો.

## પ્રકરણ ૨૩ મું.

### કુંવર તથા કુંવરી અવલોકન કરવાના ભાગ પાડેછે.

હવે આગળ શું કરવું તેના અંદેશાના વિચારમાં ગુમ થઈ જઇ **રાસેલાસ** ઘેર આવ્યો; સુખના માર્ગથી જ્ઞાની તથા અજ્ઞાની સરખા અજાણ્યા હતા.

પણ હજુ ઉમર ન્હાની હતી માટે તેણે જાણ્યું કે હજુ વધારે તલાસ કરવાનો તથા માહીતી મેળવવાનો સમય ગયો નથી. આ વાત તથા હકીકત તેણે **ઈમ્લાકને** જણાવી, પણ તેને વળી નવી શંકા કાઢી ઉલટું એનું મન ભંગાવ્યું, તેટલા માટે પોતાની બેહેન સાથે વધારે મન મુકીને બહુવાર સુધી વાતો કરવા લાગ્યો. એની બેહેનને હજુ એના જેવી ઉમેદ રહી હતી, અને આજસુધી તે નિષ્ફળ થયોછે તોપણ આગળ કોઇ દહાડો તેનું કામ પાર પડશે એવું જાણી કંઈ કંઇ નવો બુટ્ટો કાઢી તેને ઉશકેરતી હતી. તેણીએ કહ્યું કે હજુ દુનિઆમાં આપણે કંઇજ જોયું નથી. હજુ આપણે ઉંચ, નિચ થયાં નથી; આપણા દેશમાં તો આપણે રાજવંશી કહેવાતાં હતાં, તથાપિ આપણા હાથમાં કંઇ સત્તા નહોતી અને એ બાબતમાં ધર સંસારના ગુપ્ત સુખનો કંઇ અનુભવ દીઠો નથી. **ઈમ્લાક**, આપણા કામને મદદ કરતો નથી કેમકે રખેને આપણે સમજી જઇએ તો એનું પોગળ જાણીએ; માટે હવે આપણે એ કામ બંધે જણ વેહેંચી લેઈએ. તમારે રાજદરબારી દમદમાટમાં અને મારે ગરીબોનાં ઝુંપડાંઓમાં જઈ જોવું કે ત્યાં શો પ્રકાર છે. સત્તા તથા હકુમતથી પરમારથ કરવાનો ઘણો પ્રસંગ મળી આવેછે, માટે કદાચ તેમાંજ અતિ સુખ હશે, અથવા ગરીબ અને દરિદ્રોથી ઉચું તથા શ્રીમંતોના વિચારમાં નિચું એવું જે મધ્યમપણું તેને યુકત જે નમ્ર રહેઠાણો છે તેમાં દુનિઆમાં જે મળવાનું છે તે કદાચ મળી આવશે.

---

# પ્રકરણ ૨૪ મું.

## રાજપુત્ર મ્હોટા લોકોનાં સુખ તપાસેછે.

રાસેલાસે એ વાત કબુલ રાખી અને બીજે દિવસે સારી રોપદાર સ્વારી કાઢી બાદશાહની હજુરમાં ગયો. તેનો દમામ જોઈને લોકોએ કોઇ મોટો માણસ છે એવું જાણ્યું, તથ દૂર દેશાવરથી જોવા ખાતર કોઇ રાજા આવેલો છે એવું સમજી બધા મોટા અમલદારોએ (એની) જોડે ઓળખાણ કાઢી ખુદ બાદશાહ જોડે પણ વાતચીતનો પ્રસંગ પડવા લાગ્યો.

૨ પ્રથમ એના મનમાં આવ્યું કે જે માણસને બધાં નમેછે અને તાબેદાર રહે છે, અને જેના હાથમાં આખા રાજની હકુમત છે તે માણસ પોતાની સ્થિતિથી ખુશ હશે. પોતાના રાજકારભારથી હજારો માણસ સુખી થાય છે એના જેવું બીજું સુખ કંઇ નહીં હોય; તથાપિ ઉપરીપણાના નિયમથી આખી પ્રજામાં એકજ જણને આવું ઊચી પ્રતિનું સુખ મળે તેથી એ કરતા વધારે લૌકીક અને સંપાદનદાયક વધારે સુખ હશે અને કરોડો માણસોએ એવા કોઇ પણ એકાદા માણસના હૃદયને બેહદ સંતોષથી પ્રફુલિત કરવા માટે તેની મરજીમાં રહેવું એ કવચિતજ બને એવું ધારવું એ ખરેખર વ્યાજબી છે.

૩ આવા વિચાર તેના મનમાં વારેવારે ઉઠતા, પણ કોઇ પ્રકારે એ ગુંચનો નિકાલ દિસતો નહીં, પણ જેમ જેમ વિવેકપણાથી અને ઉપકારથી ઘણા લોકો જોડે પરિચય વધતો ગયો તેમ તેમ એને સ્પષ્ટ દેખાવા લાગ્યું કે જે માણસ ઉંચે દરજ્જે ચઢયો હોય તે બીજાઓને તૂચ્છ ગણે છે તથા પોતે બીજાથી તૂચ્છ ગણાતો તથા તેઓનો આખો જન્મારો દગા ફટકા, તદબીરો, લુચાઇ કરવી અને શોધવી તેમાં નિકળી જતો. બાદશાહની આસપાસ જે લોકો રહેતા હતા તે લોકોને ફકત તેની વરતણુંક જોઇ ખબર કરવાને મોકલેલા હતા. દરેક જીભમાં દોષ કાઢવાનું નિકળતું હતું અને દરેક આંખ તકસીર શોધવામાં તત્પર રહેતી.

૪. આખરે બદલીનો હુકમ આવ્યો અને બાદશાહને ઈસ્તમબોલ (કાનસ્ટેનટીનોપલ) હાથમાં ઝાંઝરી પેહેરાવીને લેઇ ગયા અને તેનું નામ પછી ત્યાં સંભળાયું નહી.

૫. રાસેલાસે આ ઉપરથી પોતાની બેહેનને કહ્યું કે સતાના સુખ વિશે શું સમજવું? એમાં કંઇ સારૂ થવાની પાત્રતા નથી? અથવા કે હાથ નીચેની પદવીમાંજ ભય રહે છે તથા પ્રથમમાં નિર્ભયતા અને કીર્ત્તિ રહેતી હશે? આખા રાજ્યમાં સુલતાન સુખી હશે? અથવા તેને પણ શત્રુની બીક અને વેહેમની પિડા પડતી હશે?

૬. થોડા વખતમાં બીજો બાદશાહ પણ ગયો. જે સુલતાને એને ચઢાવેલો તેને "જેનીસરીઝ*" (ખાશ પલંગના ચોકીદારોએ) સાફ કરી નાંખ્યો, અને તેની ગાદીએ આવનારના વિચાર અને ભળતીઆ જુદા હતા.

---

## પ્રકરણ ૨૫ મું.

### સહી ન થયું તોપણ વધારે શ્રમથી રાજકુંવરી પોતાનું કામ ચલાવે છે.

એજ અરસામાં રાજકુંવરી ઘણાએક કુટુંબોમાં દાખલ થઇ, કારણ કે ઉદાર જીવ અને ખુશ મીજાજ બે મળે એટલે કોઇ પણ ઘરના દરવાજા તેની આગલ બંધ રહે નહી. ઘણા ઘરમાં છોકરીઓ ડોળઘાલું અને હસમુખીઓ હતી, પણ નિકાયાને પોતાના ભાઇ તથા ઇમ્લાક જોડે વાતોની ઘણી ટેવ પડેલી તેથી આ લોકોની

* જેનીસેરીઝ અથવા ખાસ પલંગના ચોકીદાર એ કોન્સ્ટેન્ટીનોપલમાં ૧૮ માં સૈકામાં ઘણા બલવાન હતા. તેઓ વારંવાર બળવો કરતા ને છેલ્લો બળવો ઈ. સ. ૧૮૧૦-૧૨ માં કીધો હતો. તે વેલા સીલીમ ૩ જાને મારી નાંખ્યો હતો. મહમંદ રજાએ જેનીસેરીઝો જે પાયતખ્ત નગર ઈસ્તમબોલને સપડાવતા હતા તેઓનો જડમૂળથી નાશ કીધો—ઈ. સ. ૧૮૧૬-૨૦

બીનઅર્થની મસ્તી અને છોકરવાદીમાં ઘણો રસ પડયો નહીં. તેની નજરમાં તેઓની બુદ્ધિ ટુંકી, ઇચ્છા તુચ્છ, અને તેઓની ખુશી ઉપર ઉપરની આવી. તેઓની મોજો હલકી છતાં તે પણ કારી રહેતી નહીં; પણ હલકાઇ, બરોબરી, તથા નાલાયક ઇર્ષાથી તેમાં કડવાસ આવતો હતો. એક એકના રૂપની તેઓ અદેખાઇ કરતાં અને તેથી એવો તો મનમાં બળાપો આણતાં કે તેમાં કંઇ વધે નહીં તથાપિ તેઓની નિંદા કરવાથી કંઇ ઘટે નહીં, કેટલીએક તો તેમના જેવા સ્વચ્છંદી પુરૂષો જોડે પ્રિતિમાં પડેલી હતી ને કેટલીએકો ખરેખર જોઇએ તો આળસુ હતી; તોપણ જાણે પ્રિતિમાં હોય એવું સમજતી; તેઓનો પ્યાર, સદગુણ ઇયા વિવેકનો નહતો, માટે તેમાં દુઃખ થયા વિના કવચીતજ રહે; તેઓની ઉદાસી પણ તેઓના સુખ જેવી લપટ ઝપટ હતી, જે પ્રમાણે પાણીમાં બીજો પથર નાંખવાથી પેહેલા પથરનાં કુંડાળાં બેસી જાય છે તેમ એ લોકોમાં બીજી વાત આવી કે પેહેલી વાત જતી રહેતી હતી તેથી તેઓના મનમાં આગળ પાછળનો કંઇ સંબંધ ઠસતો નહીં.

૨. હવે આ છોકરીઓ જોડે નિર્દોષી જાનવરોની મીસાલે એ રમતી હતી, પણ તેના આશ્રાથી તેઓ ખુશ થતાં તથા સોબતથી કંટાળતાં હતાં એવું તેને દેખાઈ આવ્યું, પણ તેની મતલબ હજુ વધારે તપાસવાની હતી. અને પોતાના મીલનસાર સ્વભાવથી જેઓનાં મન દલગીરીથી સુખી રહેલાં હતાં તેઓએ મન મુકી એની આગળ વાતો કહી, અને જે લોકો સારૂં જોઈ રીઝતા તથા હોંસથી ફુલાતા તેઓ પોતાના ઉમંગમાં તેને કાલાવાલા કરી તેને ભેળતા હતા. સાંજના નિલ નદીના કીનારા ઉપર એક ખાસ બંગલો હતો ત્યાં બંધે ભાઇ બેહેન રોજ સંધ્યાકાળે એકઠાં થતાં અને દરરોજની હકીકત એકમેકને કહેતાં હતાં, એવાં એકાદ વખત બેઠાં હતાં, તેવામાં પોતાના પગો આગળ થઇ જે પાણી વહ્યું જતું હતું તે ઉપર નજર પડી અને એ બોલી ઉઠી, "ઓહો માતા, તું હજારો દેશમાં થઇને ચાલી જાયછે તો તારા સ્વદેશના રાજાની પુત્રીની આજ્ઞાને જવાબ દે, કે જ્યાં જ્યાં થઇને તારૂં પાણી

જાય છે ત્યાં દુઃખનું આક્રંદ તારા સાંભળવામાં કોઇપણ દેશમાં આવ્યું ન હોય એવો દેશ કોઇ છે?"

રાસેલાસ-"ત્યારે સાધારણ લોકોના ઘરોમાંથી જેમ હું રાજદરબારોમાંથી કાંઇ કાંદો કાઢી આવ્યો નથી તેવી તું પણ થઇ આવી છે."

રાજપુત્રી.-"આપણે જુદા પાડી લીધા ત્યાર પછી ઘણાએક કુટુંબોમાં હું ફરી વળી છું, ત્યાં સુખ અને સંપનો સારો ઠાઠ હતો તથાપિ તેઓની નિરાંતમાં કંઇપણ જાતના શળા વિનાનું એકે ઘેર મેં જોયું નથી. ગરીબ લોકોમાં સુખનું જોવું શું, કેમકે ત્યાં મેં ધાર્યું હતું કે સુખ હોવું ન જોઇએ, પણ મેં ઘણાએક ગરીબો જોયા તેઓને હું પૈસાવાળા હોય એમ સમજતી હતી. મોટા શેહેરોમાં દરિદ્રતાના અનેક વેશ હોય છે. ઘણી વખતે તે ઠાઠમાઠમાં તથા ઉડાઉપણામાં છુપાઇ રહે છે;ઘણા ખરા લોકો બીજાઓથી પોતાની દરિદ્રતા છુપાવવાને પ્રયત્ન કરેછે. થોડા દાહાડા તદબીરો કરીને પોતાનું ગુજરાણ ચલાવ્યાં કરે છે અને એમ આવતી કાલના બંદોબસ્તમાં દહાડા ખુએ છે. આવું દુઃખ જો ત્યાં બધે હતું તોપણ તે જોઇને મને થોડું માઠું લાગત; કેમકે હું તેમનું નિવારણ કરી શકત. પણ કેટલાએકો તો મારૂં ધર્મદાન કબુલ રાખતા નહીં. અને હું તેઓને આશ્રા આપવાને તત્પર રહેતી તેથી ઉપકાર માનવાને બદલે તેઓ મારી તેમની દરિદ્રતા શોધી કાઢવાની ચતુરાઈથી નારાજી થતા હતા; અને બીજાઓ જેઓને તંગાસને લીધે મારો આશ્રા કબુલ રાખવો પડતો હતો તેઓ ક્વચિત મને કાંઇ વાતે ક્ષમા કરી શક્યા નથી. કેટલાએક તો બીજી કંઇ આશા ન રાખતા છતાં અથવા પાડને વાસ્તે ભાટાઇ ન કરતાં અંતઃકરણથી ઉપકાર માનતા.—

---

# પ્રકરણ ૨૬ મું.

## રાજકુંવરી ખાનગી માણસોના સંસાર ઉપર વાત કર્યા કરે છે.

પોતાના ભાઇને લક્ષ એ બાબત લાગેલો જોઇ રાજકુંવરીએ પોતાનું પારાયણ ચલાવ્યું,

૨. "કુટુંબમાં ગરીબાઇ હોય કે ન હોય તથાપિ ઘણું કરીને કુસંપ હોયજ. ઇમ્લાકના કહેવા પ્રમાણે રાજ્ય એટલે એક મોટું કુટુંબ એમ હોયતો કુટુંબ પણ એક ન્હાનું રાજ્ય સમજવું; જેમાં ઘણી ટોલકીઓ પડેલી હોય છે તથા તે ઘણી ઉથલપાથલને પાત્ર થએલું હોયછે; ન જોયું હોય તેવાને તો લાગે કે માબાપ અને છોકરાં વચ્ચે હેત સરખું અને દૃઢ રહેતું હશે, પણ એ હેત પાંચ સાત વર્ષ પછી ક્વચિતજ ચાલુ રહેછે. થોડોએક વખત થાય છે એટલે છોકરાંઓ માબાપને આવી મળે છે અને તેઓના લાભ તથા પાડને બદલે હવે તેઓના અણબનાવ તથા વેર આણે છે; માબાપો તથા છોકરાંઓને ક્વચિતજ બનાવ રહે છે. દરએક છોકરૂં માબાપનું મન સંપાદન કરવાને વાહાલું થવા જાયછે; અને માબાપોને એમાં તેઓને થોડી મતલબ છતાં છોકરાઓની નજરમાં તેઓ પકડાઈ જાય છે એથી કરીને કેટલાંએક બાપનાં વાહાલાં અને કેટલાંએક માનાં વાહાલાં થાયછે, અને એમ થવાથી આખા ઘરમાં કંકાસ તથા છેતરામણ ચાલેછે.

૩. "માબાપ તથા છોકરાં, તરૂણ અને વૃદ્ધ—એઓના વિચાર હમેશાં ઉલટા રહે છે, કારણ કે એમાં કોઈનો વાંક અથવા મુર્ખાઇ ન છતાં આશા અને નિરાશા, ઉમેદ અને અનુભવને લીધે એવાં વિરૂદ્ધ ફળો થાય છે. જેમ શિઆળા ઉન્હાળામાં સૃષ્ટિનું રૂપ ભિન્ન દેખાય છે, તેમ સંસારના રંગ પણ જુવાની તથા ઘડપણમાં ભિન્નભિન્ન દેખાયછે, તે માટે તેઓની નજરે જે ખોટું દેખાય એવી બાબતોમાં માબાપનું કહેવું છોકરાં કેમ માને?

૪. "પોતાની વર્ત્તણુકમાં તેઓની નીતિઓ અમલમાં લવાય

એવી રીતે ઘણાં થોડાં માબાપો વર્તે છે, બુઢ્ઢાઓ હળવે હળવે ચલાવવાના પેચો શોધ્યા કરે છે, જુવાનીઆઓ બુદ્ધિ, ચઢતું લોહી, તથા ઝડપથી કામ કાઢી લેવા ઇચ્છે છે. ડોસાઓ પૈસાના લોભી રહેછે અને છોકરાઓ સદાચરણને સ્વિકારે છે; ડોસાઓ દિર્ઘદ્રષ્ટિને દેવની માફક પુજે છે, જુવાનીઆઓ પ્રાલબ્ધ તથા ઔદાર્ય સ્વભાવપર ચીઠી નાંખી બેસે છે. જુવાનિયાઓ પોતાના મનમાં દુષ્ટ સ્વભાવ નહીં તેથી બીજામાં પણ નહીં હોય એવું ધારી તેઓ નિષ્કપટી તથા ખરા સ્વભાવના હોય છે, પણ બુઢાઓએ તો દગાનાં દુઃખો વેઠેલાં તેથી તેઓ ડગલે ડગલે વેહેમ લાવે છે અને હમેશાં તેવા દગા કરતાં પણ ચુકતા નથી. જુવાનીઆનું ધીટપણું જોઇને બુઢાઓ ગુસ્સાથી જુવે છે તથા બુઢાઓમાં શંકા જોઇ જુવાનીઆઓનો મિજાજ જાય છે. આ પ્રમાણે માબાપ અને છોકરાંઓનો ઘણો ભાગતો એકેક ઉપરથી પ્રીતિ ઉતરી જતાં નિકળી જાય છે, અને જ્યારે ઇશ્વરી પ્રેરણાથી જે લોકોને એકઠું રહેવું જોઇએ તેઓજ એક બીજાને કાંટાં થઈ પડે છે તો નમનતાઇ અને દિલાસો બીજે કયાં મળી શકે?

૫. રાજપુત્ર.-તમારા ઓળખાણ કરવામાં તમને સારાં માણસો મળ્યાં નહીં. હું નથી ધારતો કે આવા નાજુક સંબંધમાં આ પ્રમાણે સ્વભાવિક રીતે અડચણો આવી નડતી હોય.

૬. રાજકુંવરી.–કુટુંબકલેશ ન હોય એમ કંઇ નથી અથવા એથી માઠા પરિણામ થાય છે એવું જરૂરનું નથી, પણ અદ્યાપિ તેનો સેહલી રીતે નાશ થઈ શકતો નથી, કવચિતજ આખું કુટુંબ સદાચારી હોય છે; સારા અને નરસાને મળતાવિવેક આવેજ નહીં, અને નરસાને પણ માંહોમાંહ બનાવ થોડો રહે છે; વળી સદાચારીઓને પણ તેઓના સદાચાર જુદા જુદા પ્રકારના અને છેક અંત્સ ગએલા હોય છે ત્યારે અણબનાવ આવી જાય છે. સારાંશ એ કે જે માબાપો પાત્ર હોયછે તેઓનો ભાર, ઓજ, ને ટેક રહે છે; કેમકે જેની ચાલચલગત સારી હોય તેનો તિરસ્કાર થાયજ નહીં. વળી બીજા પ્રકારનાં દુઃખ એવા લોકોમાં રહેલાં છે. કેટલાએક તો પોતાના ચાકર નફરોને બધું કામ સોંપેથી તેઓને રજુ રહેવું પડે-

છે. પોતાના દોલતમંદ સગાંઓને મરજી પ્રમાણે રાજી ન રાખ્યાથી તથાપિ તેઓની મરજી ન તોડાય તેથી તેવા સગાંઓના મન્સ્વી વિચારમાં હમેશાં કેટલાએકો ગીરફ્તાર રહે છે, કેટલા મરદો ભીજાજી રહે છે, કેટલી બૈરીઓ કંકાસીયણ હોય છે અને જો પણ એકના ડહાપણ યા સદાચરણથી બધાને સુખ થતું તો નથી તોપ-ણ સારા કરતાં માઠું કરવું ઘણું સેહલું હોય છે; તેથી એકની મુર્ખાઈ યા દુરાચારીથી ઘણાઓ દુઃખી તો થાય છેજ.

૭ રાજપુત્ર.–જો પરણવાથી આવુંજ થતું હોય તો હું હવેથી બીજા જોડે મારું પાનું પાડતાં ઘણો બીહીશ કેમકે રખેને મારી અર્ધાંગનાના દોષથી હું નિરંતર દુઃખી થાઊં.

૮. રાજપુત્રી.–મારા જોવામાં એ કારણથીજ ઘણા લોકો છડા રહેલા છે. પણ તેઓની અગમબુદ્ધિને માટે કોઇ આદમી ઇર્ષા રાખતું હોય એવું જણાયલું નથી. તેઓ સ્નેહ અને મિત્રા-ઇ વગર પોતાનો વખત સ્વપ્નાવત ખુવે છે અને પોતાનો જન્મારો નકામો જાણી છોકરવાદી ખેલોમાં તથા દુષ્ટ રંગમાં જન્મારો પુરો કરે છે. તેઓ જાણે જાણતા હોય કે, આપણે હલકા છીયે તે પ્રમાણે તેઓ વર્ત્તછે, તેથી તેઓના મનમાં ક્રોધ ભરાઈ રહેછે અને તેઓના મોઢામાં અપદોષ આવી રહેછે. ઘરમાં તેઓ બળેલા રહેછે અને બાહાર લોકોની નિંદા કરતા ફરેછે; અને જેમ, બાહારવટો લેનારાઓ પોતાના દેશના કાયદાઓના બંધનમાંથી છુટીને જેમ લો-કોને દુઃખ દેવામાં પોતાનો ધરમ અને સુખ સમજે છે તેમ આ-વાઓ મનુષ્ય મંડળના બાહારવટીઆ સમજવા. કોઇની દયા આ-ણ્યા સિવાય, અથવા કોઇનામાં દાઝ ઉત્પન્ન કર્યા સિવાય રહેવું; બીજાઓના સુખમાં વધારો કર્યા સિવાય રહેવું અથવા દયાની મા-ત્રા ખાધા વગર દુઃખીઆ થવું એ છેક એકાંતપણા કરતાં પણ વધારે દુઃખદાયક છે. એમ કંઇ માણસોથી નિકળી જવાતું નથી, પણ માણસોએ કાઢી મુકયા બરાબર થાય છે. આમ પરણેલાને ઘણાં વિઘ્નો હોય છે પણ તેમ કુંવારાને કાંઈ સુખ (પણ) નથી.

૯. રાસેલાસ–પણ ત્યારે હવે શું કરવું? જેમ જેમ વધારે શોધ કરીએ છૈયે તેમ તેમ આપણો નિશ્ચય વધારે ડગેછે. ખચ્ચિત જો

માણુસની મરજી આમ લક્ષ દેવામાં ટેવાયલી નથી તેજ ખરેખરો સુખી જાણવો.*

---

## પ્રકરણ ૨૭ મું.

### મ્હોટાઈ વિશે વિચાર.

વાત થોડીવાર બંધ પડી. શાહજાદાએ પોતાની બેહેનના વિચારો ઉપર ગોર કરીને કહ્યું કે "હું મનમાં અંટસ રાખી લોકોનું અવલોકન કર્યું અને જયાંહાં તને નમળ્યું ત્યાંહા દુઃખ છે એવું તું સમજી." તે બોલ્યો કે "તમારી કથાથી ભવિષ્યની ઉમેદો સાતડે સાત થઇ જાયછે." નિકાયાએ જે ચિત્રો ઝાંખાં જોયાં તે ઇમ્લાકનાં કહેલાં હતાં. હાલ મારી ખાત્રી થઇ છે કે અમલ અથવા મોટાઇમાં નીરાંત હોતી નથી–તે પૈસાથી લેવાતી નથી અથવા જીતથી પકડી મંગાવાતી નથી. જેમ માણસ વધારે હદમાં ફરે તેમ તેને શત્રુઓથી ઘણી હરકતો તથા દૈવયોગથી ઘણી નિષ્ફળતા ખમવી પડે એ ખુલું છે. જેને ઘણા માણસોનું મન રીઝવવું હોય અથવા ઘણા લોકોને કાબુમાં રાખવા હોય તેઓને ઘણા માણસથી કામ પણ લેવું પડે છે; તેમાંના કેટલાએકો દુષ્ટ હોય અને કેટલાએકો મુરખ હોય, કેટલાએકોના કહ્યાથી તે ભમે અને કેટલાએકો એની મરજી પ્રમાણે ચાલે, એકને ખુશી કરતાં બીજાનું અપમાન થાય; જે લોકોની મરજી પ્રમાણે ન થાય તેઓ એમ સમજે છે કે આપણને નુકસાન પહોંચે

---

* ડા. જોન્સનનું આ વાકય યથાર્થ છે કે, જેની બુદ્ધિ "લક્ષ દેવામાં ટેવાયલી નથી તેજ ખરેખરો સુખી જાણવો" જ્ઞાન એજ દુઃખનું મૂળ છે, કારણકે મિલટનના પેરેડાઈસ્ટ લોસ્ટમાં–બૈબલમાં જણાવ્યું છે કે આદિમે, ઈવની ઉશ્કેરણીથી જ્ઞાનવૃક્ષનું ફળ, ઇશ્વરની આજ્ઞા બહાર જઇને ચાખ્યું ને પાપ–દુઃખ ઉત્પન્ન થયું. અજ્ઞાની કરતાં જ્ઞાની વધારે દુઃખી, જેટલી સમજશક્તિ ઓછી તેટલું દુઃખ પણ ઓછું.

છે, અને થોડાએકો ઉપરજ નિધા રખાય માટે ઘણા લોકો હમેશાં નારાજી રહે."

રાજપુત્રી.–આવી અઘટીત નારાજી, હું ધારૂં છું, કે તેને પત ન કરવાને મારામાં ઇલાજ છે, તથા તે બંધ પાડવાને તમારામાં સત્તા પણ છે.

**રાસેલાસ**–ઘણા હુશિઆર અને વ્યાજબી રાજની કારકીર્દિમાંજ કોઇ વખતે બીનકારણે નારાજી હમેશાં હોય નહીં. ગમે તેવો ચંચળ પુરૂષ હોય તોપણ દરિદ્રતા અથવા ટોલીમાં ભરાઇ રહેલા ગુણોને શોધી કાઢી શકતો નથી, તેમજ ગમે તેવા સત્તાવાળા રાજાઓ પણ એવા ગુણોનો બદલો હમેશાં વાળી શકતા નથી. તથાપિ હલકા માણસોને પોતાના ઉપર ચઢતા જોઇ હરકોઇ માણસ, તેનું કારણ વગ, અથવા સ્વચ્છંદતા બતાવ્યા વગર રહેશે નહીં; અને ઇશ્વરથી ગમે તેવો મહાત્મવાન હોય અથવા સમૃદ્ધિએ ઉંચો હોય તો પણ બધાઓને બરોબર દૃઢ રીતે રાખી શકે એવી ક્વચિતજ આશા રાખવામાં આવે છે. કેટલીક વખત પોતાના પ્યારને તથા કેટલીક વખત પોતાના મિત્રોની વગોને તે પુષ્ટિ આપશે. જેના ઉપર તેની પ્રીતિ છે તેમાં વાસ્તવિક જોતાં કંઇ લાયકી નહીં હોય તોપણ તેમાં લાયકી તેને જણાઈ આવશે. અને જે લોકોથી રંગ રાગ થાય છે તેઓને પોતાની તરફથી આપવાને પ્રયત્ન કરશે; આ પ્રમાણે કેટલી વખત પૈસાથી મેળવેલી સિફારસો તથા કેટલી વખત ખુશામત ને ગાંડગુલામી રૂપી, હલકા લાંચીઆ તથા સિફારસીયાનું વળે છે. જેને ઘણું કરવાનું હોય તે કોઈ વખત ખોટું કરે અને તેનાં ફળ તેને પ્રાપ્ત થાય; અને નિરંતર વ્યાજબી રીતે તેનાથી ચલાય એવું હોય તોપણ એની વર્તણુક ઉપર એટલા બધા લોકો અભિપ્રાય આપનાર થઇ પડશે કે, દુષ્ટ લોકો સારૂં ન ગમે તેથી અને સારા લોકો સમજમાં ફેર પડવાથી તેનો દોષ કાઢી તેનામાં હરકત નાંખશે.

૨. "એ ઉપરથી મોટા લોકોનાં સુખ હોયજ નહીં; પણ હું ધારૂં છું કે તે સુખ રાજગાદી અને મેહેલોમાંથી નાશી ગરીબ અને નિરાંતના લોકોમાં ખુણેખોતરે ભરાઈ રહ્યું હશે; જે પોતાના

કામની લાયક બુદ્ધિ ધરાવે છે, જે નજરે નજર પોતાના વગનું કુંડાળું જુએ છે, જે નણીતા માણસોને ઇતબાર કરવાને પસંદ કરે છે અથવા જેને ભય અથવા આશાથી કોઈને ઠગવાનું મન થતું નથી એવાની ઉમેદ અને સંતોષમાં કોણ આડું આવે? ખરેખાત એવાઓને સદ્ગુણી અને સુખી થવું, પ્રીતિ દેખાડવી અને મેળવવી એજ કામ છે."

**નિકાયા**–સંપૂર્ણ નેકીપણાથી સંપૂર્ણ સુખ હાંસલ થાય છે એ નક્કી કરવાનો આ લોકમાં દાખલો મળનાર નથી; પણ આટલું તો ખરૂં છે કે જેટલું દેખૈતું સારૂં હોય છે ત્યાંહાં તે પ્રમાણમાં તેટલું દેખીતું સુખ હોતું નથી. સ્વભાવિક તથા રાજ્યજનીક બધાં દુ:ખો ખરા ને ખોટા માણસોને સરખાં હોયછે; પણ દુકાળમાં તેઓનો છુટો સંબંધ જણાઇ આવતો નથી, અથવા રાજ્ય ટોળીમાં તે કળાઇ શકતો નથી. તોફાનમાં તેઓ સામટાં ડુબે છે અને હુમલા વખતે તેઓના દેશમાંથી બધાઓને નાસવું પડે છે. સદ્ગુણથી ફક્ત હૃદયની શાંતી અને વધારે સુખી હાલતનો અચળ દેખાવ મળે છે; એથી કરી દુ:ખ સામટી ધીરજ* આણે છે; પણ ધીરજ પેહેલું દુ:ખ આવવું જોઇએ.

---

## પ્રકરણ ૨૮ મું.

### રાસેલાસ ને નિકાયાનો વાદ ચાલે છે.

**રાસેલાસ**–દુનિઆમાં નહીં પણ પુસ્તકોમાં જે લોકોના દુ:ખોના તથા અતિ ઘણા સંકટોના દાખલા અને પ્રકારો આવેલા હોય છે તે આમ સહેજ વાતમાં લાવીને બીજાઓની માફક વધારી,બુમો પાડવાની કુ ટેવમાં પડેછે; તથા એવા દાખલાઓ [illegible] બાળ ઉભા કરે એવા વિક્રાળ હોયછે માટેજ તે જવલ્લે બને [illegible]વો નિયમ માલમ પડેછે.

---

* ધીરતા ધરવામાં દુ:ખ છેજ, ને ધીરજ ધરવાથી દુ:ખ નાશ પણ પામે છે–એવું પ્લેટોનું વાક્ય પણ છે.

આપણને લાગતાં ન હોય એવાં દુ:ખોનો વિચાર ન કરવો તથા ખોટી વાતો કહી જન્મારાને વગોવવો નહીં. જેરૂસલમના (ભરતપુર ?) કિલ્લાને ઘેરો ઘાલેલો હોય તે વખત જેવા સપાટા વાગેછે અથવા જે તીડોના ઉડવાથી ચોગરદમ દુકાળ થાય છે અથવા દક્ષિણમાંથી વાતા પવનમાં જે મરકીનો આજાર ટંગાઈ રહેલો હોયછે તેવા મનનાં બળતાં કાઢનાર રૂપી બાણ મારાથી સંખાતાં નથી.

રાજ્ય ઉપર જે એકાએક અવસ્ય પિડાઓ અને સંકટો આવી પડે છે તે બાબત તકરાર કરવી વ્યર્થ છે-: માથે પડે ત્યારે સેહેવું જોઇએ. પણ આવા સર્વજનિક દુ:ખો પડવા કરતાં તેની ધાસ્તી વધારે રહેછે એ સ્પષ્ટ છે. હજારો માણસો જુવાનીમાં તાબરઢીંગાં કરેછે અને ઘડપણમાં ખપતાં જાયછે. તેઓના રાજા નરમછે કે જુલમગાર છે અથવા તેઓના દેશના લશ્કરો શત્રુ પછવાડે જાયછે કે શત્રુને દેખી નાસી આવેછે એ વાતપર લક્ષ ન દેતાં પોતાના ઘરખાટલાનાં સુખ દુ:ખો ભોગવેછે તથા તેટલુંજ તે જાણેછે. દરબારોમાં માંહોમાંહે સરસાઇની ગડબડ હોયછે અને એલચીઓ પરાયા રાજમાં ભાંજગડો કરેછે, તેવામાં લુહાર પોતાનો અથોડો એરણ્ય ઉપર ઠોકયા કરેછે અને ખેડુતો હળ ફેરવ્યા જાયછે. ઉપજીવિકાને જરૂરના પદાર્થો જોઇએ તે મળી આવેછે તથા રૂતુકાળ પણ અનુક્રમે પોતાનું નિયમિત ગમન તથા કામ કર્યાં જાયછે. જે બનનાર નથી અને જો બનશે તો માણસના વિચારને હશી કાઢશે એવી બાબતો ઉપર આપણે વિચાર કરવો નહી. મૂળતત્વોના ગમનમાં તથા રાજ્યના અદ્રસ્યનું નક્કી કરવાનો પ્રયત્ન આપણે છોડી દેવો. આપણે તો પોતાની હદમાં (પછી તે ગમે તેવી ટુંકી હોય) પોતાનું સુખ વધારતાં બીજાનું વધારવામાં આપણા જેવા પ્રાણીઓથી કેટલું થશે તેનો વિચાર કરવો. લગ્ન કરવાનું સ્વભાવિક રીતે જરૂર છે, મરદ ને સ્ત્રી એક બીજાના સાથી થવાને સારૂ પડેલાં છે તે માટે લગ્ન એક સુખનું સાધન છે એવું મારા મનમાં આવે છે."

રાજપુત્રી—"માણસના દુ:ખના અગણિત પ્રકારો છે તેમાંનો એક પ્રકાર લગ્ન નહીં હોય એવું હું જાણુતી નથી. જ્યારે ધણી ધણીઆણીના નાનાપ્રકારનાં દુ:ખો, જેવાં કે, અણુચિંત્યા કારણોથી

સ્વભાવની વિરૂદ્ધતા, વિચારમાં ફેર, જ્યારે બન્ને ગુસામાં આવે ત્યારે એક એકની સામે આથડતી મરજીઓ, તથા બંનેના મનમાં કંઇ જુદો અભાવ ન હોય, તથાપિ ન મળતા સદાચરણોની હઠીલી લડાઇઓ જોઇને વિચાર કરૂંછું, ત્યારે બીજા લોકોના સખ્ત નીકાલશાસ્ત્રીઓની પેઠે હું ધારૂં છું કે લગ્ન પસંદ ન પડતાં ફક્ત જોઇ જોઇને કરવામાં આવે છે; અને જેઓનું મન ઠેકાણે રાખવામાં નથી આવેલું તેઓ મનના અકળામણના યોગે જન્મારા સુધી ન છુટે એવા બંધનમાં પડેછે.

રાસેલાસ—"તમે હમણાંજ કહ્યું કે પરણેલા કરતાં કુંવારાને થોડું સુખ છે એ વાત એટલામાં તમે ભુલી જાઓછો? બંને ખરાબ હોય તથાપિ બંને સાથે નરસ હોય નહીં; હમેશાં એવું બને છે કે જ્યારે ખોટા વિચારો કરવામાં આવેછે ત્યારે એક એકનું ખંડન થઇ મનની સત્યતા વિશેનો ખુલાસો થઇ શકે છે."

રાજપુત્રી.—"અપૂર્ણતાને લીધેજ જે બનેછે તે જુઠાણુ છે એવું ઠરેલુ સાંભળવાને મેં ધાર્યું ન હોતું. આંખને તથા મનને જેનો વિસ્તાર મોટો હોય છે અને જેના ભાગ ઘણા હોય છે, એવા પદાર્થોનો બરાબર મુકાબલો કરવો ઘણો અઘરો પડે છે. જે બધું આપણા જોવામાં અથવા કલ્પનામાં એકી વખતે આવી શકે તેમાં સેહેજ રીતે ફેરફાર જોવાય છે અને પછી સારૂં હોય તે પસંદ કરવામાં આવે છે; પણ જે બે બાબતો એવી તો વિસ્તારમાં મોટી અને એવી તો એક એકમાં ગુંચવાઇ ગએલી છે તેવી બાબતો જ્યારે કોઇ પણ પ્રાણી એકી વખતે જોઈ શકતો નથી ત્યારે થોડું જોએથી આખાનો વિચાર બાંધતા જેમ કલ્પનામાં અથવા યાદદાસ્તમાં વ્યાજબી આવે તે વારા ફરતી સારૂ નરતું મારા જેવાને લાગે તેમાં નવાઇ શી? રાજયનીતિ ને ધર્મશાસ્ત્રનાં અનેક સંબંધો બાબતની કોઇ પણ બાબતમાં જયારે આપણે કિંચિત સમજીએ છીએ ત્યારે એમ આપણે બીજાઓથી વિચારમાં જુદા પડીએ તેજ પ્રમાણે આપણાથી પણ જુદા પડીએ છેયે. પણ ગણિત શાસ્ત્રની માફક જયારે આપણે બધું સામટું જોઇયે છેયે ત્યારે બધાઓના વિચાર એકજ મળેછે અને કોઇનો જુદો મત પડતો નથી."

રાજકુંવર.–"સંસારના બીજા સુખોમાં વળી આ ટંટાનું દુઃખ વધવા દેવું નહીં યા એક બીજાને ભેદ ભરેલી તકરારો કાઢી -મથ વવો નહી. આપણે જે શોધમાં છૈયે તેમાં પાર પડેથી બંનેને સામાન્ય લાભ થવાનો છે; અથવા તેમાં રડી ઉડેથી સરખું દુઃખ થવાનું છે તે માટે, આપણે એક બીજાને મદદ કરવી એ યોગ્ય છે. તમે લગ્નનું દુઃખ જોઇ એ રીવાજ વિરૂદ્ધ ઘણા ઉતાવળા વિચાર બાંધો છો. સંસારનું દુઃખ જોવાથી આમ સાબીત પણ થતું નથી કે, સંસાર પણ ઇશ્વરી થયલો નથી ? દુનિઆમાં લગ્નથી યા લગ્ન વિના વસ્તી તો વધવી જોઇએજ."

નિકાયા—"દુનિઆમાં વસ્તી કેમ થાય તેનું મારે કે તમારે લેવું દેવું નથી. આ જમાનાની પછવાડે કંઇ ઓલાદ નહીં રહે તેનું દુઃખ મને નથી. આપણે હાલ દુનિઆનો નહીં, પણ આપણો પોતાનો વિચાર કરવા બેઠા છૈયે."

---

## પ્રકરણ ૨૯ મું.

### લગ્ન વિશે તકરાર જારી છે.

રાસેલાસ—"આખાનું સારૂં અને તેના ભાગનું સારૂં એ એકજ છે. જો લગ્ન માણુસ જાતને સારૂં છે તો તેથી પ્રત્યેક જનનું સારૂં થવું જોઇએ, અથવા કોઇ પણ હમેશની અને જરૂરીઆતની ફરજ દુઃખનું કારણ થઇ પડતી હોય તો બીજાઓના સુખને માટે કેટલાએકોને અડચણ ભોગવવી પડે. તમે આ બે હાલતોનો અડસટો કર્યો છે તે ઉપરથી માલમ પડે છે કે કુંવારાને સંસારમાં ઘણી ખરી અડચણો અવશ્યક અને નિયમિત છે. પરંતુ પરણેલી હાલતની અડચણો દુર થઇ શકે છે, અથવા બાહારની હોય છે. મારા મનમાં એવી ઉમેદ છે કે વિચાર અને પરમાર્થથી લગ્નમાં સુખ પ્રાપ્ત થાય. લોકોની સામાન્ય મુર્ખાઈનેજ લીધે આ બધાઓને ફરીઆદ કરવાનું કારણ મળે છે. ચડતી અપણી જુવા-

નીમાં મનોવિકારના આવેશથી, પણ વગર વિચારે આગળ પાછળનું જોયા શિવાય સરખી રીતભાત, સારા વિચાર, ન મળતી આવતી બુદ્ધિ ઉપર વિચાર ન કરતાં જે લગ્ન કરવામાં આવે તેમાં પસ્તાવો અને નાઉમેદી થયા વગર રહેજ કેમ ?

"સાધારણ રીતે લગ્ન આ પ્રમાણે થાય છે. છોકરો છોકરી એકાએક અથવા તદબીરથી એકમેકનો મેળાપ થઇ અરસ્પરસ આંખો મેળવે છે; સામા સામી સભ્યતાથી બોલચાલ કરે છે; ઘેર જાય છે ત્યારે એક બીજાનાં રાત્રે સ્વપ્ના આવે છે; મન ફેરવવાને અથવા લક્ષ લગાડવાને તેઓને કંઇ કામ નથી હોતાં તેથી એકમેકથી છુટાં રહ્યાથી તેઓ બેચેન રહે છે તે ઉપરથી તેઓ નક્કી કરે છે કે બંનેનો મેળાપ થવાથી તેઓ સુખી થશે. પછી તેઓ પરણે છે અને આગળ પોતાના અંધાપાને લીધે જે વાતો નજરે નહોતી પડી તે નિકળી આવેછે. તેઓ અણબનાવમાં જન્મારો પુરો કરેછે અને પોતાના દુઃખનો સૃષ્ટિને માથે વાંક મુકેછે. એવા બાળ લગ્નથી વળી મા બાપ અને છોકરાં વચ્ચે સરસાઈ ઉત્પન્ન થાયછે. બાપ દુનિઆને ત્યાગ કરવાને યોગ્ય નથી થતો ત્યાર પેહેલાં તેનો ઉપભોગ લેવાને છોકરો તૈયાર થાયછે અને બે ઓલાદને ક્વચિતજ એકદમ રહેવાની જગ્યા હોયછે: મા ફરમાવા આવે ત્યાર પેહેલાં છોકરીનું જોબન ચઢવા લાગેછે તેથી એકમેકના મનમાં બીજી નહોય એવું આવ્યા વગર રહેતું નથી.

૨. "આ બધી પિડાઓ વિવેકે અનુસરીને ન છુટે એવો સંબંધ કરવામાં ઢીલ, તથા વિચાર કરવામાં આવે તો બેશક તે મટે. જુવાનીના અનેક મોજ અને રાગતાનમાં બીજા ભાગીઆની સહાયતા વિના ઘણો ઉપભોગ કરી શકાય છે. વધારે વખત મળેથી અનુભવ વધશે ને ઘણા અનુભવથી તપાસવાના અને પસંદ કરવાના વધારે પ્રસંગો મળી આવશે; તેમાં આટલો ફાયદો ખચ્ચીત થવાનો કે માબાપો છોકરાંઓ કરતાં ઉમરમાં બહુ મોટાં દેખાશે."

**નિકાયા**—બીજાઓના કહેવાથી જે બુદ્ધિથી મળી નહીં આવે અથવા અનુભવથી શિખાતું નથી તે જાણવામાં આવે છે. મને એવી પણ ખબર થઇ છે કે, મોટી ઉમરે થઈને લગ્ન કરેલાં હો-

ય છે તેમાં પણ પુરાં સુખ હોતાં નથી. આ બાબત એટલી તો અ-
ગત્યની છે કે તે ઉપર દરગુજર કરવી જોઇએ નહીં. અને તે મા-
ટે જે લોકો અવલોકન શક્તિમાં ઘણા ચોક્સ હોય છે અને જેઓનું
જ્ઞાન વિશાળ હોય છે તેથી તેઓના અનુમત માન્ય કરવા લાયક
ગણાય છે; તેવાઓને એ વાતની મેં ઘણી વખત સપુરત કરેલી
છે. તેઓએ એવો નિશ્ચય કર્યો છે કે પુરૂષ સ્ત્રીએ એક બીજાના
ઉપર પોતાનું કામ જ્યાંસુધી મનમાં વિચાર દૃઢ થાય અને તે નક્કી
થાય, જ્યારે બંને બાજુએ દોસ્તીઓ બંધાઇ રહે અને તબિઅતમાં
નિયમસર કરવાનો રવૈયો પડી જાય, તથા મન પોતાનાજ વિ-
ચારમાં ગીરફ્તાર રહેવાનું ઘણા દહાડાસુધી સુખ ભોગવ્યાં કરે ત્યાં-
સુધી મુલતવી રાખવામાં પણ ઘણો ભય છે.

૩. "બે જણાઓ પોતાની મરજી માફક દુનિઆમાં ચાલતાં બે
જણાં એકજ રસ્તે પડે એવું કવચિતજ સંભવે છે અને
ટેવ પડયાથી જે સારૂં લાગે તેવો રસ્તો એકુ પણ ત્યાગ કરશે તેવું
પણ હમેશાં બને નહીં. જયારે જુવાનીની વ્યગ્ર નાદાની એકાદ રસ્તે
પડી જાય છે એટલે અહંકાર પછી આવે છે; તે અહંકાર બીજાને
તાબે થવાને લજવાય છે; અથવા હઠીલાપણું આવે છે તારે સામે
થવાને હમેશાં તત્પર રહે છે. વળી જો અન્યોઅન્ય પ્રીતિથી એક
બીજાને ખુશ કરવાની અરસ્પરસ ઇચ્છા પેદા થાય તોપણ બહા-
રનું રૂપ બદલાઈ જાય છે તેમ મનના આવેશોનું પણ એક પાસ-
નું વલણ ધરે છે, તેથી રીતભાતની પદ્ધતી પણ અચલ અને ચિ-
વડ થાય છે. ઘણા દિવસની ટેવો જલદી છોડાવાતી નથી. જે મા-
ણુસ પોતાના આખા જન્મારાની પ્રકૃતિ બદલવાને યત્ન કરે છે તે
વ્યર્થ ફાંફાં મારે છે અને જે પોતાને અર્થે કવચિતજ કરી શકીએ
છીએ, તે બીજાને અર્થે શી રીતે કરી શકીશું ?"

રાજપુત્ર.-"પણ તમે એનો મુખ્ય હેતું વિસરેલો અથવા છો-
ડી દીધેલો તમારા સમજવામાં આવશે. જ્યારે હું બૈરી શોધી કા-
ડીશ ત્યારે તે વ્યાજબી વિચાર પ્રમાણે દોરાશે કે નહીં તે પ્રથમ
મારે જોવું પડશે."

નિકાયા-"આમજ વિદ્વાનો ઠગાયછે. કેટલી એવી સહવાસની

બાબતો છે કે બુદ્ધિથી તેનો નિકાલ થતો નથી; બીજા એવા સવાલો હોય છે કે, જેનો પતો લાગતો નથી તથા તેમાં તર્ક રડી ઉડે-છે; તથા બીજા એવા પ્રકારો હોય છે કે જેમાં કેટલુંએક કરવું જોઈએ, તથાપિ તેમાં કંઇ બોલાય નહીં. માણુસોની સ્થિતિપર વિચાર કરો; અને ન્હાના અથવા મ્હોટા કોઇ પણ પ્રસંગે કેટલાક થોડા લોકો તેઓના મનમાં બધાં કારણને અનુસરીને ચાલી શકે છે તેનો વિચાર કરવો; ઘરખટલામાં દરરોજની જરા જરા બાબતમાં દિન ઉગતાં વિચાર કરીને કામ કરવા ગોઠવણ કરે—એવું જોડવું, સૌથી—નિંવશેષણ અપાય એવું અભાગીયું જોડવું—તે ખરૂં થઇ પડે છે.

૪. "જેઓ મોટી ઉમરે પરણે તેઓ કદાચ પોતાના છોકરાઓની સરસાઇથી મુકત થાય, પણ આ કિંચીત ફાયદાને બદલ તેઓને એવા છોકરાઓને અજ્ઞાન ને અશકત પરાયા, પરવસી કરનાર માણસના હાથમાં હસ્તગત મુકવાં પડશે; અથવા એમ નબને તો જેઓને તેઓ નિપુણ થયેલા જોવાને અંતશય મમતા રાખતા હોય છે તેઓ પેહેલા તેઓને દુનિઆં છોડી જવું પડે છે.

૫. "આમ તેઓને છોકરાઓના તરફની ધાસ્તી રહે છે તો પછી તેઓને ઉમેદ પણ થોડી રહે છે અને તેઓ મપતમાં જુવાનીના પ્યારનું સુખ તથા નવા વિચાર ઉતરી શકે એવા મનન કરવાના પ્રસંગ તેઓ ખુએ છે. એ પ્રસંગોએ કરીને ઘણા દહાડા જેમ પોચી ચીજો એક બીજા સાથે નિરંતર ઘસડાયાથી બંને લીશા સપાટીના થઇ જાય છે; તેજ પ્રમાણે ઘણા દિવસ સાથે રહ્યાથી તેઓમાં ફેરફાર અને વિરૂદ્ધતા હોય તે પણ નિકળી જાય છે. હું ધારૂંછું કે આમ જણાઇ આવશે કે જેઓ મોટા થઇ પરણે છે તે તેઓના છોકરાઓના બહુ ચુસ્ત રહે છે અને જેઓ નાની ઉમરમાં પરણે છે તેઓ પોતાના બાગીઆઓથી સુખી થાય છે."

રાસેલાસ—"આવી બે મમતાઓના મેળાપથી જે જોઇએછ તે મળી આવશે; કદાચ એવો પણ સમય છે કે જે વખતે લગ્ન થઇ શકે તે વખત બાપને સારૂ ઘણો વેહેલો નથી અથવા ધણીને સારૂ ઘણો મોડો નથી."

રાજકુંવરી—ઇમ્લાક કહે છે કે ઇશ્વરે પોતાની બક્ષીસો જમણે ને ડાબે હાથે મુકેલી છે; તે બાબતની તરફેણમાં મારો વિચાર પળે પળે બેસતો જાય છે; આશા અને તૃષ્ણા જ્યાં ઘણા જોરમાં હોય છે એવી હાલતો એવી રીતે ઘડેલી હોય છે કે એકની પાસે જઇએ છીયે તો બીજાથી આઘા જતા જઇએ છીયે. કેટલાએક એવાં કલ્યાણો વિરૂદ્ધ મુકેલાં છે કે તે બંને તો સાથે ઝડપી લેવાતાં નથી; પણ જેમ ઘણા ડાહ્યા થઇ તે બેની વચમાં રહેવા માંગીએ છીએ તેમ બંનેથી ઘણાજ વેગળા રહીએ છીએ. જેઓ ઘણા વિચારવાળા હોય છે તેઓનું આવું ભાગ્ય થાય છે. બીજા માણસો કરતાં અધિક કરવાના પ્રયત્નમાં કોઈજ ફાવતું નથી; માટે જુદી જુદી મોજો સાથે મેળવવાની ઉમેદ રાખો નહી. તમારી આગળ જે સુખ જોવામાં આવે છે તેમાંથી પસંદ કરી મન વાળવું. વસંત રૂતુના ફુલોની સુગંધનું સુખ ભોગવતી વેળાએ ઉન્હાળાના ફળોનો લાભ સાથે કોઇથી લેવાય નહીં. એકજ વખતે નીલ નદીના મુખથી અને મૂળથી પાણી કોઇથી ભરાઇ શકાતું નથી."

---

## પ્રકરણ ૪૦ મું.

### ઈમ્લાક આવી તેઓનો વિવાદ ફેરવી નાંખે છે.

એટલે ઈમ્લાક આવ્યો અને તેઓને અટકાવ્યાં. રાસેલાસ બોલ્યો, "ઈમ્લાક, રાજ્યકુંવરી સાથે હું સાધારણ લોકોના ઘર ખટલાની વાતો કરતો હતો અને તે સાંભળી આગળ શોધ કરવાને મારૂં મન તુટી જવા સરખું થઇ ગયું છે."

ઇમ્લાકબોલ્યો, "મને લાગે છે કે તમે આમ સત્યમાર્ગ ઢુંડતાં ઉપજીવિકાનું સાર્થક વિસરી જાઓછો. આ ગમે તેવું મોટું અને નાના પ્રકારના ખેલોથી ભરેલુંછે તથાપિ એ એકજ શેહેર છે; તેથી એમાં નવાઇ થોડી જોવાની છે તેમાં તમે રખડયાં કરોછો અને તમારા લક્ષમાં રહ્યું નથી કે, આગળ લોકોની સત્તા અને ડહાપણથી પ્ર-

ખ્યાત થએલા પ્રાચિન રાજ્યોમાંનાં એક વિખ્યાત દેશમાં તમે હાલ છો; એ દેશમાં દુનિયામાં જે શાસ્ત્રાદીનો પ્રકાશ થઇ રહેલો છે; તેનો ઉદય પ્રથમ થએલો હતો અને એ દેશની આગળ બીજા કોઈ દેશમાં અગાડી ઇલમો હોય એવો શોધ લાગેલો નથી. અસલ ઇજી-પશીઅન લોકો પોતાની શક્તિ અને ઉધમનાં કામો રાખી ગયા છે તેની આગળ યુરોપીયન લોકોની ધામધુમ કંઇ જતી રહે છે. તે-ઓની ભાગેલી ઇમારતોની બાંધણીઓ જોઇ અર્વાચિન કાળના કારીગરો બાંધવાની કળા શિખ્યા છે. અને કાળથી બચેલા જે ચ-મત્કારો રહેલા છે; તે જોઈ કેટલો નાસ થએલો છે તેનો આ-પણે બરોબર નહીં તોપણ જરાતરા અડસટો બાંધી શકીશું."

રાસેલાસે ઉત્તર દીધો, "મટોડાના ગંજ તથા પથ્થરના સ્તંભો જો-વાને મને ઘણું મન થતું નથી. મારૂં કામ તો માણસ સાથે છે; હું અહીં-આ દેવલોના* કટકાનું માપ લેવાને અથવા પુરાઇ ગએલા નળોને તપા-સવા આવ્યો નથી; પણ આ દુનિઆના અનેક પ્રકારોપર વિચાર કરવાને આવેલો છું."

રાજપુત્રી—"આપણી સમક્ષ જે ચીજો છે તેપર લક્ષ લગાડવું યોગ્ય છે. મારે અસલનાં વખતના સ્તંભોનું અથવા યોદ્ધાઓનું શું કામ છે? વખત પાછો આવતો નથી અને જે યોદ્ધાઓનું જી-વવાનું સ્વરૂપ આજના માણસોની સ્થિતિને જે માફક આવે તેથી કેવળ જુદાં હતાં તેવાઓનું મારે શું કામ છે!"

કવિ.—"કંઇપણ ચીજ જાણવાને માટે તેના પરિણામો આપણે જાણવા જોઇએ. માણસો જેવાં હોય તો આપણે તેઓનાં કામ જો-વાં કે બુદ્ધિએ શું બતાવેલું છે અથવા મનની પ્રેરણાએ શું ઉઠા-વેલું છે, તે આપણા સમજવામાં આવે; તથા માણસોના કામોમાં

---

* નીલ નદીની ખીણોમાં—ને મુખ્યત્વ કરીને અપર ઇજીપ્તના ડેલ્ટામાં પુરાણા દેવલોના ઘણા ખંડિયેરો આવેલા છે. જળથી ધા-ન્ય પકવવાના કામને માટે જે નળો મુકવામાં આવેલા તે હાલમાં પુરાઇ ગયેલા છે. એ ડેલ્ટામાં પુષ્કળ નેહેરો છે, ને તે બહુ મોટી છે. સ્વેઝ અને નીલ નદી વચ્ચે સીસોસટ્રીસ બાદશાહની એક પુરાણી નેહેર હાલમાં યૂરોપ જતા દરેક મુસાફરના જોવામાં આવે છે.

ઉત્તેજન આપનાર શીશી પ્રબળ વાતો છે તે જણાય. સામ્પ્રત કાળવિશે બરોબર વિચાર થઈ શકે માટે આપણે તેની સાથે ભૂતકાળ મુકવો, કારણ કે મુકાબલાથી વિચાર બાંધવામાં આવે છે; અને ભવિષ્યકાળની વાતોનો તો કંઈ થાક લાગવાનો નથી. ખરૂં પુછો તો એમ છે કે ચાલુ વખત ઉપર કોઇપણ ઘણું લક્ષ દેતા નથી, આપણે બધો વખત ગએલી વાતો યાદ લાવવામાં તથા ભવિષ્યનો તર્ક બાંધવામાં ખોઇયે છીયે. સુખ દુઃખનો ભૂતકાળમાં ઉપયોગ થાય છે અને આશા ને બીકમાં ભવિષ્યકાળ આવે છે અને પ્રીતિ અને તિરસ્કાર ભૂતકાળને લાગે છે, કેમકે ફળ પ્રાપ્ત થતા પેહેલાં કાર્યાકારણ હોવું જોઈએ. હાલના પ્રકારો આગલી સ્થિતિના પરિણામો છે તે માટે સ્વભાવિક છે કે સુખ દુઃખ જે આપણે ભોગવીએ છીએ અથવા વેઠીએ છીએ, તેનાં અસલ મૂળ શું હતાં તેની તપાસ કરવી. જો આપણે આપણાજ હિતને અર્થે વર્તવાનું છે તો, ઇતિહાસ પ્રકરણ ઉપર દરગુજર કરવી તેમાં સાહસ પણ નથી; તેમજ બીજાઓની સંભાળ આપણે આજ છે તોએ એવું કરવું વ્યાજબી નથી. જાણી બુજીને અજ્ઞાનપણું રાખવું એ દોષલાયક છે અને જેઓએ તે કેમ અટકાવી શકાય એવું શિખવાને ના પાડી હોય, તેઓને માથે દુષ્ટ કર્મ કરવાનો અન્યાય વ્યાજબી રીતે મુકાય.

૨. "માનસિક સૃષ્ટિમાં શી શી ઉથલપાથલો થઇ; કળા કૌશલ્યો કેમ વધતાં અને ઘટતાં ગયાં, વિચારવંત પ્રાણીઓના અજવાળાં અંધારાં એટલે વિદ્યા અને અજ્ઞાનમાં શા શા ફેરફાર થયા; જુદી જુદી જાતનાં શાસ્ત્રો અનુક્રમે કેમ વધ્યાં; રફતે રફતે બુદ્ધિમાં શો સુધારો થયો; આદિ લેઇને જે માણુસના મનના સુધારાને લગતી જે બાબતો છે તેવી ઇતિહાસ પ્રકરણમાં બીજી ઉપયોગી બાબત નથી. રાજાઓ લડાઈ અને હુમલાઓ ઉપરજ એક તરફે ધ્યાન આપે, તથાપિ ઉપયોગી અથવા કે સુંદર કળાઓને મુકી દેવી ન જોઈએ; કેમકે જેઓને રાજ્ય કરવાને દેશો હોય છે તેઓને સુધારો કરવાને બુદ્ધિ પણ હોય છે. કહ્યા કરતાં કરી બતાવવું એથી હમેશાં વધારે ફાયદો થાય છે. લડાઈમાં સિ-

પાઇઓ ઘડાય છે અને ચિત્રકારો ચિત્રની નકલ કર્યાથી હુશિયાર થાય છે, આમાં પણ વિચારવંત માણસને મોટો ફાયદો છેતે એ કે મોટી મોટી લડાઈઓ તો કવચિત લોકોના જોવામાં આવે છે, પણ કળા કૌશલ્યથી શો વધારો થયો છે તે જાણવાની હોંસ રાખનારાઓને કળાના કિસ્સો જોઇએ તેટલા હમેશાં નજર આગળ રહે છે.

૩. "કોઇવાર વિચિત્ર કામ નજરે અથવા કલ્પનામાં જોવામાં આવે કે ત્યાર પછી ચંચળ મનને બીજું જાણવાનું એ થાય છે કે એ શા સાધનોથી કરવામાં આવ્યું હશે. ખરા વિચારનો વાસ્તવિક આ ઉપયોગ છે. નબળા વિચારોથી આપણી બુદ્ધિ પ્રદિપ્ત થાય છે અને લોકોમાંથી ગએલા હુનરો કદાચ પાછા હાથ લાગે છે અથવા કે આપણા દેશમાં જે થોડું જણાયલું હોય છે તે પકડું શિખાય છે. વધારે નહીં તો આટલું તો થાય છે,–આપણો તથા આગળના સમયનો મુકાબલો થાય છે; અને આપણો સુધારો જોઇ મગ્ન થઈએ છઇએ અથવા જેથી પ્રથમ સારૂં થાય એવી ખોડો આપણને માલમ પડી આવે છે."

રાજપુત્રે કહ્યું કે, "મારી શોધને યોગ્ય જે જે હોય તે જોવાને હું ખુશી છું;"તથા રાજપુત્રી પણ બોલી, "હું પણ અસલના લોકોની રીતભાતનું કંઇ જ્ઞાન મેળવવાને ઘણી રાજી છું."

૪. "ઈજીપશીયન લોકોની મોટાઈનો અતિ ભભકાદાર દાખલા અને માણસોએ ઉદ્યમ કરીને મહાભારત જે કામો ઉઠાવેલાં તેમાંનું એક" ઈમ્લાકે કહ્યું કે, "પિરેમિડો છે. એ ઇમારતો ઇતિહાસની શીરૂઆત પેહેલાં ઉઠાવેલી હશે અને તેની પ્રાચિન કથાઓમાંથી પણ કંઇ ખાતરી લાયક ખબર મળતી નથી, એમાંની એક મ્હોટી છે તે હજુ જેવી ને તેવી છે."

૫. નિકાયાએ કહ્યું કે "ત્યારે આપણે કાલેજ ત્યાંહાં ચાલો. મેં પિરેમિડો* વાસ્તે ઘણા લોકોના મોંઢે સાંભળેલું છે અને મારી ખુદ નજરે તેઓને અંદર ને બાહારથી હું નહીં જોઉં ત્યાં સુધી મારા મનને ચ્હેન પડનાર નથી.".

---

* ઘણાકોનું એવું ધારવું છે કે ઇ. સ. પૂર્વે ૧૫૦૦ વર પર પિરામિડો બંધાયલી છે; ને તેનાપર કામ કરવા ૨૦ વરસ

## પ્રકરણ ૩૧ મું.

### બધાં પિરેમીડ જોવા જાય છે.

આ પ્રમાણે નક્કી કર્યા પછી બિજે દીવસે તેઓ ત્યાં જવાને નિકળ્યાં, અને તેઓનું મન ધરાય ત્યાં સુધી પિરેમીડમાં રહેવાનો વિચાર કરીને તંબુઓ ઉંટો ઉપર ચઢાવ્યા. તેઓ ધીમે ધીમે ચાલતા હતા, અને વચે જે કંઈ જોવા લાયક આવે તો ત્યાં જતા હતા, તથા પડાવ નાખી લોકો જોડે સામેલ થતા તથા વસેલાં અને ઉજડ ગામો, જંગલની અને શેહેરની લીલા વગેરેના દેખાવો જોતાં જતાં. જ્યારે તેઓ મોટી પિરેમીડની આગળ આવ્યા ત્યારે તેના પાયાનું ક્ષેત્રફળ જોઇ તથા ટોચની ઉંચાઇ જોઈ ઘણા વિસ્મિત થયાં. પૃથ્વિની હયાતી બરોબર રહે એટલા માટે આવી ઇમારતોનો શંકુ આકાર કરવાના મૂળ તત્વો શા હતાં તે ઈમ્લાકે તેઓને સમજાવ્યાં. એણે સિદ્ધ કરી દેખાડયું કે ઉપર જતાં ગાળો સંકડાતો જવાથી ઈમારતમાં એટલી બધી મજબુતી આવે છે કે, વાયુ આદી પંચભુતથી તેને કંઈ નુકશાન થતું નથી તથા ધરતીકંપ, જેના આચકામાં કોઇ બચતું નથી એવાથી પણ એને જરા પણ આચકો આવતો નથી જે કંપથી પિરેમીડ જો પડી જાય તો તેથી આખી દુનીયાનું ઉંધું વળે એવું સમજવું. તેઓએ એના પાયા આગળ તંબુ તાણ્યા ને ચોગરદમનું માપ લીધું. બીજે દિવસે અંદરના ભાગમાં જવાને તેઓએ તૈયારી કરી અને સાથે સાધારણ ભોમીયા રાખીને પહેલા દરવાજા સુધી તેઓ ચઢયા, એટલે રાજપુત્રીની દાસી અંદરના પોલાણમાં જોતાં પાછી ફરી, તથા તેના હાથ પગ ધ્રુજવા

---

સુધી ૨૦૦૦૦ માણસો લાગ્યા હતા આ પિરામિડો નીલ નદીની પડોસમાં કેરોથી સેહજ દૂર આવેલી છે. સૌથી મોટા પિરામિડ, જે ગેઝ ગામની નજીક આવેલી છે તે ૪૫૦ ફીટ ઉંચી પડાકૃતિમાં છે; તેના પાયાનું ક્ષેત્રફળ ૭૦૦ ફુટનું ખેડકમાંથી છે, જેથી ૧૧ એકર જમીન રોકાઇ છે. પિરામિડ. એટલે પ્રસિદ્ધ–અથવા પર્વતરાજ; અને તે દુનિયાની સાત અજાયબીમાંની એ પણ એક છે.

લાગ્યા. રાજપુત્રીએ પુછયું કે, પેંકચુઆ, "તને શાની બીક લાગે છે?" તેનો પેલી બાઇએ ઉત્તર આપ્યો કે, "આ સાંકડો રસ્તો અને અંદરનું અઘોર અંધારૂ જોઇને, આવી જગાએ ખચ્ચિત પ્રેતાદિનો વાસ હશે માટે તેમાં જવાની મારી હીંમત ચાલતી નથી. આ ભયંકર ભોંયરાઓમાંથી અસલ માલીકો નિકળી આવશે અને આપણને ચોગરદમથી ઘેરી લેશે." એટલું બોલી રહી નથી એટલામાં તો પોતાની બાઈજીની ડોકે વળગી પડી.



બધાં પિરામીડ જોવા જાય છે.

રાજપુત્રીએ કહ્યું કે, "તમને ભુત ડાકેણનો વ્હેમ હોય તો તે વાતનું જોખમ મારે માથે. મરી ગયેલાં માણસ કોઇને ઈજા કરતાં નથી અને એક વખત જેને પૃથ્વિદાહ થયો તે ફરીથી જોવામાં આવતાં નથી."

ઈસ્લાક-બધા યુગોમાં બધાઓને એક સરખી અનુમતની સાક્ષી આપે છે તેની વિરૂદ્ધ મુએલાં માણસ પાછાં નજરે નથી

પડતાં એ વાતનો સંસ્કાર કરવાનું મારે માથે હું લેતો નથી. વિદ્વાન અને અજ્ઞાની લોકોમાં કોઇ પણ માણસો એવા નથી હોતા કે જેઓ ભૂતોની વાતો કરતા અથવા માનતા નથી. આ વિચાર જ્યાં જ્યાં માણસો ગયાં હશે ત્યાં બધે પસરેલો છે તેથી તે સાચો હશે માટેજ સઘળાઓમાં સામાન્ય થઈ પડયો છે. જેઓનો એક બીજા જોડે મેળાપ થયેલો નથી તેવી એકાદ વાતમાં બધા મળતા આવે તો તે માનવાને બધાઓને કંઇ અનુભવ થયો હશે, તે કેટલાએક નીંદાખોરો એને વિષે શક આપેછે, તેથી એવો સારવજનિક પુરાવો કમજોર થતો નથી. કેટલાએક લોકો જેઓ મ્હોડે ના કહે છે તેઓ, પોતાના મનમાં ધાસ્તીઓથી કબુલ રાખે છે.તથાપિ આમ કહીને પેંકયુઆના મનમાં વધારે ધાસ્તી ઉત્પન્ન કરવાનો મારો વિચાર નથી. બિજી જગાઓ કરતાં પિરેમીડમાં ભૂતોને રહેવાનો કંઇ વધારે સબબ નથી, અને જેઓનાં મન અને ચાલ સુદ્ધ છે તેને ઈજા કરવાની શકિત અથવા મરજી તેઓમાં શું કરવા હોય ? આપણે અંદર જઇશું તેથી તેઓના હકોનો બંદોબસ્ત લુટનાર નથી, આપણે તેમનું કંઇ લેઇ લેવાના નથી ત્યારે આપણે તેઓને શી રીતે વંકાવીશું ?" રાજપુત્રીએ કહ્યું-"મારી વાહાલી પેંકયુઆ, હું તારી આગળ અને ઇમ્લાક તારી પાછળ એમ આપણે ચાલીશું. યાદ રાખ કે તું આબિસિનિઆની રાજકુંવરીની સાથ અહીંયાં આવેલી છે." "જો બાઇ સાહેબની મરજી હોય કે (દાસી બોલી) મારો જીવ જાય તો આવા ભયંકર ભોંયરામાં રાખવાના કરતાં બિજો એથી ઓછો પિડાકારક કોઇ પણ મોતનો પ્રકાર ફરમાવો, તો તમે જાણોછો કે તમારૂં વચન હું ઓળંગનાર નથી. તમારો હુકમ છે તો હું ચાલુંછું પણ હું અંદર ગઈ કે પાછી આવનાર નથી."

૬. રાજપુત્રીએ જોયું કે અહીંયાં સમજાવે કે ઠપકો દીધે તેની આવી દૃઢ બીક જનાર નથી; માટે તેને ભેટીને કહ્યું, "હમે પાછા આવીએ ત્યાં સુધી તારે તંબુમાં રહેવું." આટલે પેંકયુઆનું મન રાજી થયું નહી પણ પિરેમીડના અંધારા ઓરડાઓમાં જવાનું ઘેલું કામ ન કરવાને રાજપુત્રીને ઘણા કાલાવાલા કરી વારવા લાગી; ત્યારે રાજપુત્રીએ કહ્યું કે, "જો બિજાને મારાથી હિમત તો શિખવાય

નહી, તથાપિ મારે પોતે બીકણુ બિલાડી થવું નહી અથવા જે કામ કરવાને હું અહીંયાં આવીછું તે આખરે અધુરૂં મારે મુકવું નથી.''

---

## પ્રકરણ ૩૨ મું.

### તેઓ પિરેમીડમાં પેસે છે.

પેંકચુઆ ઉતરીને પાછી તંબુમાં આવી અને બિજાં બધા પિરેમીડમાં પેઠાં. તેઓ છજામાં ફરી વળ્યાં. આરસપહાણના મહેરાઓ તપાસી જોયા અને જે પેટીમાં અસલ બનાવનારને મુકેલો હતો તે પેટી ઉઘાડીને જોઇ. પછી એક મ્હોટા ઓરડામાં જરા થાક ખાવા બેઠા; ને પછી પાછી નિચે ઉતરવાની તૈયારી થાય છે; (તેટલે).

ઈમ્લાક બોલ્યો, ''ચિનની* દિવાલ સિવાયે માણુસનાં મહાભારત-કામ (આજેહુબ) જોઇ આપણા મનની ઈચ્છા આપણે પુરી કરી છે. દિવાલ કરવાનો હેતુ તો સહેજ સમજાય છે. જંગલી લોકો જેઓને કળાકૌશલ્યની માહીતી નહીં માટે ઉદ્યમ કરવાને બદલે બિજાઓનું લુંટી તેઓ પાસેથી જુલમ જાસ્તી કરી પોતાને જોઇતી વસ્તુઓ સેહેજ રીતે લેઇ લેવી એમ સમજે છે અને વખતે વખતે નિરાંત-વાળા વેપારી લોકોના ધામો ઉપર જેમ સંમડીઓ બિજા જનાવરો-ના ઉપર ઉતરી પડે છે તેવા જંગલી લોકોના હુમલાના રક્ષણાર્થે બિકણ ને દ્રવ્યવાન લોકોને એવું કરવું પડે છે. તેઓનું ઘાતકીપણું અને ઝડપને લીધે એ દીવાલ કરવાની જરૂરીઆત થઈ તથા તેઓ-ની અજ્ઞાનથી લોકોનું કામ થતું હતું.

૨. ''પણ પિરેમીડ† બાબત આટલો ખર્ચ અને મહેનત કરવાનું

---

* ચિનની દિવાલો એ પણ મુખ્ય અજાયબી છે. તારતાર લોકો ચિનપર હુમલા કરતા તેનાથી રક્ષણ કરવાને આ દિવાલો બાંધેલી છે. ને ત્રીજા સૈકામાં બંધાયલી છે, તે ૧૫૦૦ મૈલ લાંબી ને ૭ ઘોડે સ્વાર સુખરૂપ સામટા ચાલ્યા જાય તેટલી પહોળી છે. હાલમાં આ દેવાલનો મોટો ભાગ પડી ભાંગ્યો છે.

† પિરામિડ બાંધવાનાં અનેક કારણો કલ્પવામાં આવ્યાં છે.

યોગ્ય કારણ કશું પણ જાણવામાં આવ્યું નથી. અંદર સાંકડી કો-
ટડીઓ છે તેથી એવું માલમ પડે છે કે, એમાં શત્રુથી નાસીને ભ-
રાવાનું ફાવે નહી. વળી ખજાનો મુકવાને તો થોડા ખર્ચે એથી
વધારે જાપતાનો બંદોબસ્ત થઈ શકે છે. એવું માલમ પડે છે કે,
માણસોનાં મનને હમેશાં કોઇ પણ પ્રકારની તૃષ્ણા રહે છે. તે તૃ-
ષ્ણા કંઈ પણ ઉદ્યોગમાં રાખી નરમ પાડવી પડે છે, તેને અનુસરી
એ કરવામાં આવ્યાં હશે. જેઓને પોતાના ઉપયોગ જેટલું મળી
ચુકયું છે, તેઓને નવી પ્રેરણાઓ શોધી કહાડવી પડે છે. પોતાને
ગરજ લાગે તેટલું બાંધી રહ્યા પછી ડોળ માટે આવું બાંધવા માં-
ડે છે. અને તેથી કરીને માણસથી જે ઘણામાં ઘણું થઇ
શકે તેવા બેહદના ગાંડા કાહડવા માંડે છે, સબબ કે પાછો કંઇ
નવો વિચાર ઉઠાવવાની જરૂર ન પડે. મારા વિચારમાં તો મનુષ્ય
સુખની અપુરતાનું આ માહાભારત ઇમારત એક લક્ષણ હશે.
કોઇ એક રાજા જેની સત્તા બેહદ હોય તથા જેની પાસે મનમાંની
ઈચ્છાપુર્વક જે દોલત જોઈએ તેથી પણ વત્તી હોય ત્યારે તે એ-
કાદી પિરેમીડ ઉઠાવી સત્તાનું તથા સુખોનું પુરતાપણું અને વિર-
સપણું મટાડે છે, તથા કંઇ મતલબ શિવાય એકેક ઉપર પથરાઓ
ચઢાવી હજારો માણસને નિરંતર કામે લાગેલાં જોઇ પોતાની ઉત-
રતી વયનું કંટાળાપણું મટાડે છે. જે માણસ મધ્યમ હાલતથી
સંતોષ નમાની રાજ્ય પ્રકરણી ડોળમાં સુખ સમજે છે, તથા હકુ-
મત યા દોલતનો ખાસ ઉપયોગ એ છે જે નિરંતર સુખને માટે
નવો રસ પ્રગટ કરવો અથવા એ વાત જેના મનમાં સ્વપ્નાવત્
રમી રહેલી હોય છે તે માણસ ગમે તેવો હોય તથાપિ આવીને
આ પિરેમીડો જુવે તો પોતાની મુર્ખાઈ કબુલ કરે."

---

કોઈ કહે છે કે તે માત્ર આડંબર અથવા મોજને ખાતર બાંધ્યા છે;
કેટલાક જણાવે છે કે જુલમી હાકમોના કૃત્યોની એ નિશાની છે,
ને તેમાં અરાજ્યભક્ત બંડખોરને પુરતા હતા. કોઇ કોઈ કહેછે કે
રાજવંશના કુટુંબોની મમી-પ્રેતો રાખવાની એ જગ્યા છે. કેમકે
મિસરીઓનો મત એવો હતો કે એક દિવસે એ સર્વેમાં પાછો આ-
ત્મા આવશે ને તેથી સંઘરી મુકતા હતા.

# પ્રકરણ ૩૩ મું.

## રાજકુંવરીને અણચિંતવી પીડા આવી પડી.

તેઓ ત્યાંથી ઉઠયા અને જે ભોંયરામાં થઈને તેઓ પેઠા હતા તે ભોંયરાવાટે પાછાં આવ્યાં. હવે રાજપુત્રીએ પોતાની સહીને જે ભુલભુલામણા રસ્તા તથા રવાનકદાર ઓરડાઓ (જોઈ) આવા જુદા જુદા પ્રકારથી જે તેના મનમાં નવા નવા બુટા થયા હતા તે બધાની એક મોટી વાત પોતાની સહીને કહેવા માટે તૈયાર કરી રાખી. પણ જયારે પોતાના મુકામપર આવ્યાં ત્યારે માણસોનાં મ્હોડાં ઉતરી ગયેલાં અને બધાં મૌન્ય બેઠેલા જોયા. મરદોના ચ્હેરામાં લાજ અને બીક પથરાયલી હતી અને તંબુમાં બૈરાંઓએ રડારોળ કરી મુકી હતી. શું થયું હશે તેનો વિચાર ન કરવા રહેતાં, તેઓએ તુરત તે બાબતની તલાસ કરી, ત્યારે એક ચાકરે કહ્યું કે, "તમે પિરેમીડમાં પગ મુકયો નહીં હોય એટલામાં આરબ લોકોનું એક ધાડું આવ્યું. હમારામાં તેઓની સામે થવાય એટલી સંખ્યા નહોતી, તેમજ તેઓથી નાસી જવાય એટલી ઝડપ પણ નહોતી. તેઓનો વિચાર તંબુ ખોળી હમને ઉંટોપર બેસાડી તેમની સાથે લેઇ જવાનો હતો એટલામાં કેટલાએક તુર્ક સ્વારો આવતા જોઇ તેઓ ભાગવા લાગ્યા, પણ ભાગતાં ભાગતાં પેંકયુઆને તથા તેની બે ચાકરડીઓને તેઓ પકડીને લેઇ ગયા. હમારા કાલાવાલા કરવા ઉપરથી તુર્ક લોકો તેઓની પછવાડે ગયા છે પણ ભાગ્યે તેઓ તેમને ઝાલી પાડશે."

૨. રાજપુત્રી આ સાંભળી ચકીત અને શોકાતુર થઇ ગઈ; રાસેલાસ વેર લેવાના આવેશમાં પોતાના ચાકરોને પોતાની સાથે આવવાનું કહીં હાથમાં પોતાનો ભાલો લેઇ એ લુટનારાઓની પછ-વાડે જવાને તૈયાર થયો. એટલે ઈમ્લાક બોલ્યો, "ભાઈ સાહેબ, હિંમત તથા જુલમથી તમે શું કરશો? આરબ લોકોની પાસે ઘો-ડાઓ છે તે લડાઇમાં ને નાહાસવામાં ખબરદાર હોય છે. આપણી પાસે ભારબરદારી જનાવરો છે. હાલનો મુકામ છોડયાથી આપણે

બેહેન સાહેબને ખોઇએ પણ પેંકયુઆ તો પાછી હાથ લાગવાની આશા રાખવી નહીં."

૭. થોડા વખતમાં તુર્ક લોકો શત્રૂઓ હાથ આવ્યા નહીં તેથી તે પાછા આવ્યા. રાજપુત્રી નવું આક્રંદ કરવા બેઠી અને રાસેલાસે તેઓને નામરદ કહીં ઠપકો દેવામાં બાકી રાખી નહીં, પણ ઇમ્લાકનો એવો અભિપ્રાય હતો કે, આરબ લોકો.જતા રહ્યા તેથી આપણા દુઃખમાં વધારો થયો નથી, કેમકે, કેદીઓને પાછા આપવાને બદલે તેઓને ઠાર કરતાં તેઓ ચુક્ત નહીં.

---

## પ્રકરણ ૩૪ મું.

### પેંકયુઆ વના તેઓ ફેરે પાછાં આવ્યાં.

વધારે દહાડા રહેવાથી કંઇ વળવાનું નહોતું, માટે પોતાની જીજ્ઞાશાનો દોષ કાઢી સરકારને બેદાદનો આરોપ મુકી અને પોતે ધીટ થઇ સાથે વળાવા ન લીધા તેનો પસ્તાવો કરી તથા પેંકયુઆ હાથથી ન ગઈ હોત એવી હજારો તદબીરો કલ્પિ તથા તેને પાછી આણવાને શું કરવું તે કોઇને ન સુજતું તોપણ કંઇપણ કરવું એવો નિશ્ચય કરી બધી મંડળી ફેરો પાછી આવી.

**નિકાયા,** પોતાના ઓરડામાં ગઇત્યાં તેની દાસીઓ બધાઓને કંઇ કંઇ પિડા હોય છે, અને પેંકયુઆએ આ દુનિયામાં ઘણા દિવસ સુખ ભોગવેલું સબબ સ્થિતિ ફેરે બ્યાજબી જણાય છે, એવું એવું કહી તેને થંડી પાડવાની તદબીરો કરતી હતી; જ્યાં તે હશે ત્યાં તેને સારૂંજ થશે અને તમને તેના જેવી બીજી સખી તેને બદલે મળી આવશે એવી ધીરજ દેતી હતી. રાજપુત્રી તેઓને કંઇ જવાબ આપતી અને પેલી પોતાના મનમાં એ સખી ગઇ તેનું ઘણું ન લાગતાં બાહરના સુખનું ડોળ રાખતી હતી.

૨. બિજે દિવસે રાજપુત્રે પોતાના ઉપર જે જુલમ ગુજ-

યો હતો તેની હકીકત બાદશાહને જઇ જાહેર કરી, અને તેની દાદ પહોંચવાને માટે અરજી આપી. બાદશાહે, લુંટારૂ લોકોને સજા કરવાને ધમકી બહુ આપી, પરંતુ તેમને પકડી મંગાવવાનો કંઇ ઈલાજ કર્યો નહી અથવા તેઓને કયાં પકડવા જવું તેનું નામ નિશાન પણ આપવામાં આવ્યું ન હોતું. જલદી માલમ પડી આવ્યું કે સરકાર તરફથી કંઇ થવાનું નથી, અમલદાર લોકોને શિક્ષા કરી શકે તે ઉપરાંત અથવા દાદ પહોંચે તે કરતાં વધારે જુલમોની વાતો સાંભળવાનો રવૈયો પડેલો તેથી તેઓ મનમાં નિરાંત રાખી બે ફીકર રહેતા; અને અરજદારની પીઠ ફરી કે એ અરજ પણ ભુલી જતા હતા.

૩. ત્યારબાદ ઇમ્લાકે ખાનગી માણસો મોકલી તલાસ કરવા માંડી. એણે આરબ લોકોના ઠેકાણાની બધી ખબર રાખનાર તથા તેઓના સરદારો જોડે હમેશાં કાગળપત્રનો વહેવાર રાખે, એવાં માણસો સોધી કાઢયાં, અને તેઓએ પેંકયુઆને પાછી આણી આપવાનું બીડું ઝડપ્યું. આમાંથી કેટલાએકોને રસ્તે ખરચ માટે પૈસા આપેલા હતા તેમણે પાછાં મ્હોડાં બતાવ્યાં નહી. કેટલાક લોકોને કંઇક ખબર આપ્યા ઉપરથી સારી પેઠે નાણું આપેલાં પણ તે આખરે ખોટાં ઠરતાં. પરંતુ રાજપુત્રી તો ગમે તેવા અણુસંભવિત ઉપાયો હોય તેવા કોઇ પણ ઉપાય કરવામાં કમી રાખતી નહીં. જયારે તે કંઇ કામ કરે તેટલીવાર તેની ઉમેદ જારી રહેતી. એક તદબીર ખોટી થાય કે બીજી તરત શોધી કાહાડતી. એક એપીઓ નિષ્ફળ થઇ પાછો આવે તો બીજી તરફ બીજો મોકલવામાં આવે.

૪. બે મહીના ગયા પણ પેંકયુઆની કશી ખબર જણાઇ નહી. એક બિજાની અંદર દિલાસો ઉત્પન્ન કરતા હતા, તે નરમ પડતો ગયો, અને રાજપુત્રીના તો કંઇ બાકી રહ્યું નથી તેથી બંને હાથ ભોંયપર પડયા તેથી તે કોઈનું કહ્યું માને નહી. પોતાની સખીને પાછળ રહેવાને જે તુરત તેને હા કહી તેને માટે વારે વારે પોતાની જાતનો વાંક કહાડતી હતી. તે બોલતી હતી કે, 'વ્હાલને લીધે મારો અખત્યાર ટુંકો કર્યો ન હોત તો પેંકયુઆ પોતાની ધાસ્તીનો

ઉચ્ચાર કરી શકત નહી.તે પ્રયત્ન કરતાં મારાથી વધારે ચમકત, જ-રા તતડાવીને કહેત તો ડબીજાત, જહાંગીરી હુકમ કરત તો આ-જ્ઞા માનવી પડત. ત્યારે એવી બેવકુફી ભરેલી છુટ મારામાં કેમ આવી ? હું તે વખતે બોલી કેમ નહીં અને તેનું બોલેલું સાંભળ્યું શું કરવા ?'

ઈમ્લાક.–"મ્હોટી બેહેન, તમારા સદ્‌ગુણને માટે તમારો દોષ ન કહાડો, અથવા જેથી અકસ્માત કંઇ ખરાબી થઇ તે આરોપિત સમજવું નહીં. પેંકયુઆનું બીકણપણું જોઇ તમને દયા આવી તે વ્યાજબી ને યોગ્ય હતી. જયારે આપણે આપણો ધર્મ સમજી આ-ચરીએ છૈયે તે વખતે જેના કાયદાથી આપણી કૃતીઓ થાય છે તથા જે તેનું માન્ય કરવા માટે છેવટે તેવાને શિક્ષા થવા દેનાર નથી તેને હસ્તગત એ વાત આપણે કરીએ છીએ. નીતિમાન અથવા સ્વભાવિક કંઇપણ સારની આશાએ આપણા સારૂ નિમેલા નિયમો-ને જ્યારે આપણે તોડીયે છીએ ત્યારે આપણા ઉપરીના ડહાપણની દિક્ષા આપણે આલોપીએ છીએ અને તેના ફળને પાત્ર થઇએ છૈએ. માણસો કાર્યકારણ અને કાર્યાફળનો એટલો બધો સંબંધ સમજી શક તાં નથી કે તે સત્ય આચરવાને માટે અસત્ય વર્તવાને હામ બીડે. જ્યારે યોગ્ય ઉપાયોથી આપણી મતલબ સંપાદન કરવામાં નિષ્ફળ થઇએ ત્યારે આગળ કોઇ વખત તેનો બદલો મળી શકશે એવું કહી મન વાળીએ, પણ જયારે આપણે આપણોજ રીવાજ સમજીએ અ-ને સત્યતા અને અસત્યતાની નિયમિત હદો કુદી સત્યતાની નજીકનો રસ્તો શોધવા માંડીએ ત્યારે આપણું કામ થાય, તથાપિ આપણે સુખી થનાર નથી, કારણ કે, આપણી તકસીર બાબત અંતઃકરણની ભુત સાક્ષી આપણને છોડનાર નથી; પણ જો એમ કરતાં નિષ્ફળ થયા તો નાઉમેદીમાંના ઇલાજ થયેથી બમણું મન ખાટું થશે. એકીજ વખતે અપરાધનાં સુળાં અને તે અપરાધને લીધે જે દુઃખ પ્રાપ્ત થયું તે દુઃખનું કલ્પાંત જેને એકી વખતે થાય તેની દલ-ગીરી અસમાધાન્ય કેવી ?

૫. "બાઇ વિચાર કરો કે પેંકયુઆએ તમારી જોડે આવવાને ઘણું કર્યું હોત તથાપિ તેને તંબુમાં રહેવું પડયું હોત અને ત્યારે

એને લેઈ ગયા હોત તો તમારા શા હાલ થયા હોત; અથવા જોર જુલમથી પિરેમીડમાં તમે તેને લેઇ ગયાં હોત અને હેબકથી તમારી સમક્ષ પ્રાણ ગયો હોત તો તે વિચાર તમારાથી કેમ સેહ્ૃ-વાયો હોત?"

**નિકાયા.**–"એમાંનું એકુ બન્યું હોત તો અત્યાર સુધી ભાગ્યે મારામાં જીવ રહ્યો હોત. એવું દુઃખ મનમાં આણીને મારી ડાગળી ચસકી બેઠીલ બની હોત, અથવા કે જાતનો ખપ ન સમજી આ દેહ ગાળી નાખી હોત."

**ઇમ્લાક.**–"સદાચરણનો આટલો તો હાલ ફાયદો ખરો કે કંઇપણ દુર્ભાગ્ય બનાવોથી તે વિશે શોક કરવાની જરૂર થતી નથી".

---

## પ્રકરણ ૩૫ મું.

### રાજપુત્રી પેંકયુઆને લીધે ગળાતી જાય છે.

**નિકાયાનું** આમ મન ઠેકાણે આવ્યાથી માલમ પડયું કે, જે દુઃખમાં આપણું અંતઃકરણ ભુત સાક્ષી આપે છે તે દુઃખ જેવું બીજું દુઃખ અસહ્ય નથી, માટે તે દીવસથી તેના મનમાં દલગીરી રૂપી અંધરાયલાં વાદળાંનું જોર કમી થતું ગયું; અને તે દિવસથી કોઇ જોડે બોલે ચાલે નહીં, ને ઉદાસી તથા મ્હોડું ચઢાવી એકાંતમાં પડી રહેતી હતી. સવારથી તે સાંજ સુધી બેસીને **પેંકયુઆએ** કરેલી બધી વાતોનું સમરણ કરી જે બાબત ઉપર **પેંકયુઆ** જરા પણ મુલ્યવાન ગણાતી હતી તેવી હરકોઇ તુચ્છ ચીજો તથા સાધારણ વાતો અથવા ન્હાના ન્હાના અકસ્માત બનાવો જેથી **પેંકયુઆ** મનને યાદ આવે તે સઘળું એકઠું કરતી હતી. જેને આજ પછી તે મળનાર નથી તેના વિચાર જન્મની વર્તણુકના કાયદા મુજબ તેની યાદદાસ્તમાં ભરી મુકયા હતા, અને તેના મનમાં પ્રલાણી બાબતમાં **પેંકયુઆનો** વિચાર શો હશે તેની અટકળ કરવા શિવાય બીજો વિચાર (તેના મનમાં) આવતો નહોતો. તેની દા-

સીઓ તેની વાસ્તવિક હાલત ન જાણે તેથી તેની આગળ સંભારીને તથા મન મુકયા વગર જરૂર પડે બોલતી હતી. જે વિચારો બોલવાનો પ્રસંગ પડનાર નથી તેવા વિચારો સંભારવાનો ઘણો મોહ ન રહ્યો તેથી તેની જીજ્ઞાશા ઓછી થતી ગઇ.

રાસેલાસે પહેલાં તેને દીલાસો આપ્યો અને પછી તેનું મન તેમાંથી કહાડવાના ઉપાયો કરવા માંડયા. તે ગાયન કરનારાઓને પૈસા પટ્ટી તેઓને બોલાવતો હતો. તેઓનું ગાયન તે સાંભળતી હોય તેવું ડોળ રાખતી પણ તે સાંભળતી નહીં; તથા તેને જુદા જુદા પ્રકારના ઇલમો શિખવનાર ઉસ્તાદોને બોલાવતો હતો જેઓ ફરીથી આવે ત્યારે તેના તેજ વિષયની પુનરૂકતીઓ કરતા હતા. તેની સુખની લહેજતને ભ્રષ્ટ થવાનો લોભ હવે ગયો હતો. અને તેનું મન થોડો વખત જુદી જુદી બાબતોપર ફરવા જતું હતું તોપણ ત્યાર પછી તુરત પોતાની સખીનું ચિત્ર તેના હૃદયમાંથી આધું ખસ્યું ન હોતું તે આવતું હતું.

૨. દરરોજ સવારમાં ઇમ્લાકને ખોળ જારી કરવાની સકત તાકીદ થતી, અને દરરોજ રાતના કંઈ ભાળ લાગી તે વાસ્તે તે પુછતી અને આખરે રાજપુત્રીના મન ગમતો જુવાબ આપી શકયો નહી, તેથી તેની હજુરમાં તે થોડો થોડો આવવા લાગ્યો. તેનું ખંચાવું પેલીના લક્ષણમાં આવ્યાથી પોતાની પાસે આવવાને તેને હુકમ ફરમાવ્યો ને પોતે કહ્યું, "તમારે મારી અધીરાઇને ગુસો ગણવો નહીં, અથવા તમારે એમ મનમાં ન લાવવું કે ભાળ લાગતી નથી માટે તેમાં હું તમારી કસુર જાણુંછું. તમે નથી આવતાં તે હું સમજુછું. હું જાણુંછું કે દુઃખીયા માણસનું મ્હોડું કોઇને ગમતું નથી, સબબ સઘળાઓ સ્વભાવિક રીતે દુર્ભાગ્યના ચેપથી નાસતા ફરેછે. સુખી અને દુઃખી માણસને દુઃખની ફરીયાદ સાંભળવાથી સરખો કંટાળો છુટે છે. કારણ કે, નવું દુઃખ આણી આજન્મારામાં જે સુખનાં અલ્પ કીરણો રહેલાં છે તે કીરણોના ઉપર વાદળ આણી કોણ ઢાંકવા ઇચ્છે? અથવા કે જેને પોતાના દુઃખનો પાર નથી તેવો બીજાનાં દુઃખોમાં કોણ ઉમેરો કરશે?

"હવે વખત એટલો થઇ ગયો છે કે નિકાયાના રડવાથી કોઇને

વધારે અડચણ પડનાર નથી; હવે મારે સુખ પુઠળ શોધ કરવાની જરૂર નથી. મેં નક્કી કર્યું છે કે, છળભેદ તથા ખુશામતથી ભરેલી દુનિયામાંથી નિકળી જવું; તથા એકાંતવાસમાં જઇ ગુપ્ત રહેવું; અને ત્યાં રહી બીજી કંઇ ફીકર ન રાખતાં મન ઠેકાણે રાખવું અને નિરપરાધી અનુક્રમી ધંધામાં કાળ કાહાડવો કે, સંસારના મોહાદિથી મનને મુકત કરી જે તરફ સર્વે લોકો દોડે છે તે દેશનો વાટ પકડવો અને ત્યાં પેંક્યુઆના મેળાપનું સુખ સંપાદન કરવાની આશા રાખવી."

ઇમ્લાક.—"ન પળાય એવા ઠરાવો કરી તમારા જીવને ગભરામણ કરો નહીં તથા સ્વઇચ્છિત દુઃખનો વધારો કરી જીવતરને બોજ ભારે કરવો નહીં. પેંક્યુઆની વાત ભુલી ગયા એટલે પણ, એકાંતવાસનો કંટાળો વધે અથવા ચાલેજ. તમારી એક ગમત ગઇ માટે બધી ગમતોનો ત્યાગ કરવો એ કંઇ વ્યાજબી કારણ નથી."

રાજપુત્રી.—પેંક્યુઆ મારે હાથથી ગઇ ત્યારની, રાખવા અથવા ત્યાગ કરવાની કંઈ ગમત નથી. હેત કરવાને અથવા ભરોંસો રાખવાને જેને કોઇ રહ્યું નથી તેને આશા શાની? તેને સુખનું મુલ બીજું જોઇએ છે. આપણે આ પણ કબુલ રાખીએ કે આ સંસારમાં દોલત, વિદ્યા અને સદાચરણથી જે સુખ મળે છે તે મળે છે. દોલત જ્યારે બીજાને ન અપાય અને વિદ્યા ન શીખવાય ત્યાં સુધી એ નકામાં છે, માટે તે બીજાને કહેવાં અથવા આપવાં જોઈએ, અને હાલમાં હું એ કોને ખુશીથી આપી શકું છું? સોબતીઓ વિના જે ફકત સુખ મળે છે તે સદાચરણથી, અને સદાચરણ એકાંતમાં પાળી શકાય છે."

ઇમ્લાક.—"હાલ એકાંતવાસમાં કેટલો સદાચરણ વધે અથવા રહે તેની હું તકરાર કરતો નથી. પેલા ધર્મી જોગીની કબુલાત યાદ કરો. તમે પણ તેમજ તમારી સહીની છબી તમારા મનમાંથી નિકળી જશે એટલે પાછાં દુનિયામાં આવવાની મરજી કરશો."

નિકાયા.—"તે વખત આવવાનો નથી. મારી વહાલી પેંક્યુઆનું સ્તુતિપાત્ર ભોળપણું, માર્યદાશીલ અદબ, અને આજ્ઞાંકિત ગુપ્ત રાખવાની ટેવ એ બધા જેમ જેમ હું દુનિયામાં રહી વધારે દુષ્ટકર્મોને મુર્ખાઇ જીવતરમાં જોઇશ તેમતેમ તેની વધારે મને ગરજ પડતીજશે."

ઇમ્લાક.–"પહેલ વેહલી જેના ઉપર આફત પડી હોય તે માણુસની હાલત પ્રથમ પેદા કરેલી દુનિયાના દંતકથનિક લોકોએ જ્યારે, પહેલ વહેલાં રાત પડતી જોઇ ત્યારે તેમના મનમાં આવ્યું કે હવે પાછો દીવસ થનાર નથી તેના જેવી જાણુવી. જ્યારે આપણા ઉપર દલગીરીનાં વાદળાંઓ ઘેરાઇ આવે છે ત્યારે તે મુકી દૂર આપણને કંઈ સુજતું નથી અથવા તેઓ શી રીતે વેરાઇ જશે તેનો પણ ખ્યાલ આવતો નથી; તથાપિ રાત પછી નવો દિવસ થયો, માટે દલગીરી સુખના પ્રભાત વનાની ઝાઝા દહાડા ચાલનાર નથી. પણ એવી વખતે જેવું જંગલી લોકોએ કર્યું હોત, એટલે કે અંધારૂં થયું માટે આંખો ફોડી નાંખવી, તેમ તે લોકો મનમાં દીલાસો લેતાં મનમાં જેવો આંચકો ખાય છે તેઓ એવા જંગલીઓની પેઠે વર્તે છે, શરીરની પેઠે મન પણ નિરંતર ગમન કર્યાં કરે છે. પળે પળે કંઈ ઓછું થાય છે તથા નવું વધે છે. એકદમ બધું ખોવું તેથી બંનેને ગેરફાયદો છે, પણ જ્યાં સુધી જીવંતશક્તિઓ નિર્ભેદ હોય છે ત્યાં સુધી સ્વભાવિક રીતે પાછું ઠેકાણે આવવાનાં સાધનો આવી શકે છે. મન તથા આંખ ઉપર સરખી અસર છેટાથી થાય છે. અને તેમજ જીવતર રૂપી નદીની અંદર વહ્યા જઇએ છૈયે એટલે આપણી પાછળનું બધું ઝાંખું થતું જાય છે, અને આગળના પદાર્થો મોટા માલમ પડતા જાય છે. જીવતરને બેઠું રહેવા દેવું નહીં, ગતી બંધ થવાથી એ ડોહોળું અને કચરાવાળું થશે. માટે પાછાં દુનિયાની હારમાં પડવું. પેંક્યુઆ રફતેરફતે વિસરાશે. તમુને કોઇ બીજી સખી જડી આવશે અથવા તમે સાધારણુ લોકો જોડે વહેવાર કરવામાં ફરી વળશો."

રાજપુત્ર.–"બધા ઇલાજ થઇ રહ્યા પહેલાં હાથ ધસી બેસવું નહીં. એ દુર્ભાગ્ય બાઇ માટે હજુ તલાસ રાખીએ છે તથા આજથી વર્ષ દિવસ સુધી તમે કંઇપણુ દૃઢ નિશ્ચય ન કરવાની કબુ-

લાત આપો તો વધારે શ્રમથી શોધ કરવામાં આવશે, (અને આ-ણી મારે આપવી.)"

૨. આ વાત નિકાયાના મનમાં આવી ને ઈમ્લાકે જે વચન લેવાનું તેના ભાઇને સમજાવેલું હતું તે પ્રમાણે તેની પાસથી કોલ કરી લીધો. ઈમ્લાકને કંઇ ઝાઝી પેંકયુઆની આશા હતી નહીં, પણ જો એક વર્ષનો અરસો મળ્યો એટલે તો રાજકુંવરીનો દુ-નિયાં મુકી જતા રહેવાનો ભો રહેશે નહીં.

---

## પ્રકરણ ૩૬ મું.

### પેંકયુઆ યાદ આવ્યા કરે છે.

નિકાયાએ જોયું કે પોતાની સાહેલીને મેળવવાને કંઇ કસર રાખવામાં આવી નથી અને પોતાના વચન આપવાથી દુનિયાં ત્યાગ કરવાનો વિચાર કરવાનો વિચાર લાંબો ગયેલો દીઠો, તેથી પાછી સાધારણ ખટપટો અને વિલાસોમાં ધીમે ધીમે પડવા લાગી. પોતાનો શોક પોતાની ઇચ્છા સિવાય બંધ પડવાથી જરા તે મગન થવા લા-ગી. અને કોઈ કોઇ વખત જેને કદાપિ ભુલી ન જવું એવો પોતાનો ઠરાવ છતાં પણ, મનમાંથી તે વાત નિકળી જતી તે ઉપરથી પોતા-ની જાતપર ઘણો દ્વેષ આણતી હતી.

૨. ત્યાર પછી પેંકયુઆના હેત અને ગુણ ઉપર મનન કર-વા માટે દિવસમાં એક વખત તેણે મુકરર કીધો, અને કેટલાક અ-ઠવાડીયાં સુધી નિરંતર ઠેરવેલે વખતે બેસતી; અને ત્યાંથી પાછી આવતી ત્યારે આંખો સુજેલી અને મ્હોડું ઊતરી ગયેલું જોવામાં આવતું હતું. થોડાએક દહાડા પછી આ બાબતની ચટ ઓછી થ-તી ગઇ અને ઘણું જરૂરનું તથા તાબડતોબ કરવાનું કામ મોકુફ હોય તોજ દરરોજ રડવાનો ધંધો લેઈ બેસતી હતી. ત્યારબાદ જરા પ્રસંગ હોય તો મ્હોડું વાળતી. કોઇ કોઇ વખતે તેને જે યાદ આ-ણતાં મંન કચવાતું હતું તે ભુલી ગઇ અને આખરે આ નિયમીત

વખતે દુઃખનુ કલ્પાંત કરવાનું બધું મુકી દીધું; તોપણ પેંકયુ-આપર જે તેનો ખરો સ્નેહ હતો તે કમી થયો ન હતો. સહેજ સ-હેજ બાબતમાં તે યાદ આવતી, સેહેજ કામ પડે ને તે દોસ્તના વિ-ચારથી થતું હોયતો, તેની ગરજ પડેથી સંભારીને દિલગીર થતી. એ ઉપરથી તે ઇમ્લાકને કાલાવાલા કરી ખોળ કરવાને કહેતી, અને ખબર કહાડવામાં કંઇ પણ સાધનો બાકી રહે નહી, એટલે, તેના મનને પોતાના તરફની કસુર અથવા આળસ રહ્યું નથી એવું જા-ણવાથી મનને નિરાંત મળે. તે બોલી, "જયારે આપણે જોઈએ છૈયે કે, સંસારનું પ્રકરણ એવું છે કે, સુખ જાતે પણ દુઃખનું કારણ છે, ત્યારે સુખથી હાથમાં શું આવવાનું છે? જે હાથમાં આવ્યાથી રહે વાનું નથી તે મેળવવાને પ્રયત્ન શું કરવા કરવો? પેંકયુઆના જ-વાથી જે મારા હાથમાંથી ગયું તેવું ફ્રીથી ન જાય માટે, ગમે તેવું કોમળ હેત હશે તો તેમાં મારૂં મંન હવે પછી હું ચ્હોટવા દેનાર નથી."

---

## પ્રકરણ ૩૭ મું.

### પેંકયુઆની ભાળ લાગી.

સાત મહિનામાં એક કાસદ જે દિવસે કુંવરી પાસથી વચન લીધું હતું, તે દિવસે મોકલેલો તે આમ તેમ વ્યર્થ તપાસો કરીને ન્યુબિયાની સરહદ ઉપરથી પાછો આવ્યો; અને એવી ખબર લાવ્યો કે, પેંકયુઆ કોઇ આરબ સરદારને ત્યાં છે, અને તે આરબ સરદા-રનો કિલ્લો ઇજીપ્તના છેવાડા ઉપર છે. એ આરબની પેદાશ લુટફાટની છે, તે બસે તોલા સોનું આપશો તો તેને અને તેની બે લોંડીઓને પાછા આપવાને તૈયાર છે.

૨. મુલની કંઈ પંચાત હતી નહી. પોતાની સાહેલી હજુ જીવતી છે અને આમ સેહેજમાં છોડવી શકાશે એ સાંભળી રાજ કુંવરી ગાંડી઼ઘેલી થઇ ગઇ. પોતાનું અથવા પેંકયુઆનું સુખ હવે

એક પળ પણ દૂર રાખવાનો તેના મંનમાં વિચાર રહ્યો નહી, પણ પોતાના ભાઈના કાલાવાલા કર્યા કે, તે માંગે છે તેટલાં દામ આપી માણસને પાછું મોકલો.

ઈમ્લાકને પુછ્યું તો, તેને કાસદની વાત ઉપર ઘણો ભરોંસો આવ્યો નહીં અને તેવોજ આરબના વિશ્વાસનો પણ વધારે શક પેદા થયો; કેમકે આમ એકદમ મ્હોં માગ્યું આપીએ તો પૈસા અને માણસો બંનેને રાખે. વળી તેના મુલકમાં જઇ તેના તાબામાં જવું એમાં પણ ભય લાગ્યું; અને તેમજ જે ભાગમાં બાદશાહનાં લશ્કરો તેને પકડી લે ત્યાં પણ તે ભટકતો સરદાર પોતાની મેળે આવે એ વાત પણ એના મંનમાં ઉતરી નહીં. જ્યાં બંને જણ એક એકનો વિશ્વાસ રાખે નહીં, ત્યાં કંઇ કોઠું પાર ઉતરે નહીં; પણ થોડો એક વિચાર કરી ઈમ્લાકે પેલા કાસદને સમજાવ્યો કે, તું જઈને એવું કેહેકે, ઉપલા ઇજીપ્તના રાનમાં "સેન્ટ એન્ટની"† નામનો મઠછે, ત્યાં તે પેંક્યુઆને દસ સ્વારો લઇ આવે, ત્યાં તેને લેવાને માટે તેટલાં માણસો અહીંથી આવશે; તે લોકો એને છોડવવાના પૈસા પણ ત્યાંજ આપશે. તેઓ ધારતા હતા કે, આ વાત નામંજુર થનાર નથી; માટે ઢીલ નાકરતાં તેઓ પોતેજ સદરહુ મઠ તરફ જવા તુરત નિકળ્યા; અને ત્યાં આવીને ઈમ્લાક પેલા તે કાસદ જોડે, આરબને કિલ્લે આગળ એકલો ગયો. રાસેલાસ ત્યાં જવાને ખુશી હતો, પણ ઈમ્લાકે તથા રાજકુંવરીએ હા ભણી નહીં. પોતાના દેશના રીવાજ પ્રમાણે જે લોકો તેના અખત્યારમાં આવેછે, તે લોકોની આરબે બરોબર પરોણા ચાકરી કરી; અને થોડા દિવસમાં પેંક્યુઆ અને ચાકરડીઓને ટુંકા ટુંકા મુકામ કરી મુકરર કરેલી જગ્યાએ લેઇ આવ્યો; ત્યાં કહેલું

---

† સેન્ટ એન્ટનીના મઠની સ્થાપના પેહેલી પ્રથમ અપરઇજીપ્તમાં થઇ હતી. મઠવાસતે પેહેલોજ એણે કાઢયો. એનો જન્મકાળ, કોમા, જે 'અપર ઈજીપ્ત'ના હરક્યુલમ નગરનું ગામડું છે ત્યાં ઇ. સ. ૨૫૧માં થયો હતો. ૨૦ વરસ સુધી જોગી તરીકે એકાંતવાસમાં જીદંગી ગુજાર્યા પછી ૩૦૫માં મઠોની સ્થાપના કીધી.

મુલ લેઇને પેંકયુઆ અને તેના સાથીઓને આદબપુર્વક પાછાં સ્વાધીન કર્યાં તથા લુટ અથવા જબરજસ્તીનું ભય ન આવે તેમ પાછા ફેરો સુધી સાથે જવાનું તેણે કબુલ કર્યું.

રાજકુંવરી અને તેની સાહેલી એક બીજાને આનંદથી ભેટયાં, એ અત્યાનંદનું વર્ણન થઈ શકતું નથી; અને બંનેજણાં છાંનાં માંનાં હર્ષનાં આંસુ પાડવા અને માયા અને ઉપકારનાં વચન કેહેવા અને સાંભળવા બેઠાં. થોડી ઘડીએ તેઓ મઠની બેઠકમાં પાછાં આવ્યાં અને ત્યાં મઠાધ્યક્ષ અને તેના માણસોની રૂબરૂ રાજપુત્રે પેંકયુઆને પોતાનો વૃતાંત કહી બતાવવાનું કહ્યું.

---

## પ્રકરણ ૩૮ મું.

### પેંકયુઆનો વૃતાંત.

પેંકયુઆએ કહ્યું,–"કયારે અને શી રીતે મને લેઇ ગયા, તે તમારા ચાકરોએ તમને કહ્યું હશે. એકાએક બનાવ બન્યાથી હું ઘણી વિચારમાં પડી અને પેહેલાં તો બિક અથવા દુઃખ લાગતાં મારી જરાતરા શુધબુધ જતી રહી. વળી તેમાં ઝડપથી ધાસ્તીથી નાસવું પડયું તેથી મારો ગભરાટ વધતો ગયો. હમારી પછવાડે આરબો ધસ્યા આવતા હતા, તેઓને માલમ પડી આવ્યું કે. હમને પકડવાની આશા જલદી મુકી દીધી. અથવા કે જેમને તેઓ દબાવવાનો ડોળ રાખતા હતા તેમનાથી તેઓ જાતેજ બીતા હતા. આ ભયથી આરબ લોકો છુટયા એટલે જરા ધીમે ચાલવા માંડયા, અને મને બાહારનું દુઃખ થોડું હતું તેથી મારા મંનમાં મને આકળવિકળ થવા લાગ્યું. થોડા એક વખત પછી હમે એક નદી આગળ આવી મુકામ નાખ્યો. ત્યાં ચોગરદમ ઝાડોનો ભરાવો હતો. જમીનપર ઉતર્યા અને અમારા સરદારને જે ખાવાનું મળ્યું હતું તેવુંજ મને પણ આપ્યું. મારી દાસીઓ સાથે મને બીજા બધાંઓથી વેગળી બેસવા દીધી. હમને દીલાસો દેવા અથવા બે-

અદબી કરવા જેવું કોઇએ કર્યું નહીં. અહિઆંજ મારા દુઃખનો પુરો ભારો મને જણાવા લાગ્યો. છોકરીઓ બેઠીબેઠી રડયા કરતી હતી, અને સહાયતા માટે ઘડીએ ઘડીએ મારા તરફ નજર કરતી. આગળ શું થશે તેની મને ખબર નોહતી, અથવા કયાં કેદમાં પડવાનાં છૈયે અને કયાંથી છુટવાની આશા આવશે તેનોપણ વિચાર આવતો નહીં. હું ચોર અને જંગલી લોકોના હાથમાં પડી હતી; અને તેઓ ઘાતકીપણાના છંદમાં ઇયાકે મોહોના ઉપભોગમાં તેઓ કંઇ બાકી રાખશે અને એ તેઓના મંનમાં વ્યાજબી કરતાં વધારે દયાછે, એવું ધારવાને મને કંઇપણ સબબ નહીં હતો, તથાપિ હું છોકરીઓને ખભા ઠોકી જરા ટાહાડી પાડવાને કેહેતી કે, હજુ આપણું સન્માન રહ્યુંછે અને હવે અહિયાં આપણને ખોળ કરવાને કોઇ આવનાર નથી. પાછા જ્યારે ઘોડાપર બેસાડવા માંડયાં ત્યારે આ છોકરીઓ મને બાઝી પડી અને મને મુકે નહી; પણ મેં તેમને આજ્ઞા કીધી કે, "જેઓના હાથમાં આપણે છીએ તેઓને વધારે ચીડવવાં નહી." બાકીના દિવસે વગર સત્તાનાં અને વગર વસ્તીના દેશમાંથી હમે ચાલ્યાં, અને અજવાળું નિકળતાં એક પાહાડ આગળ આવી લાગ્યાં; ત્યાં બાકીના રસાલાએ પડાવ નાંખેલો હતો. તેઓએ તંબુ તાણેલા અને તાપણીઓ કરેલી હતી; અને હમારા સરદારને બધા આશ્રીતો બહુ ચાહાતા હોય તે પ્રમાણે તેને આવકાર આપ્યો. હમને એક મ્હોટા તંબુમાં ઉતાર્યાં. ત્યાં આવી સ્વારીમાં જે લોકો હતા તે લોકોની બૈરીઓ સાથે આવેલી હમે જોઇઓ. તેઓએ જે હાજર હતું તે વાળું કરવાને હમારી આગળ મુકયું. અને મારી પોતાની ભુખ મટાડવાને નહી પણ પેલી છોકરીઓને ખવાડવા માટે મેં ખાધું વાસણો લેઇ ગયા પછી સુવાને જાજમો ત્યાં પાથરી, હું થાકી ગયેલી હતી તેથી એવી આશા રાખી કે, ઊંઘ, જે આવે પ્રસંગે આવ્યા વગર રેહેતી નથી તે ઊંઘ આવે તો મારા કંઇ દુઃખનું વિસારણુ થાય. પછી મારાં કપડાં બદલવાનો હુકમ કર્યો એટલે બધી બઇરીઓ મારી તરફ એકાગ્રચીતે જોવા લાગી, તેનું કારણ હું જાણું છું કે, તેઓના મંનમાં એમ હશે કે આ પ્રમાણે તેઓ મારો હુકમ માનશે નહીં. જ્યારે મારો ઉપલો

વાગો કાહાડી નાખ્યો એટલે મારા પોશાકની જીલ્હદ જોઇ તે લોકો બાહેરથી ઘણું અશ્ચર્ય પામ્યા. અને તેમાંના એકતો બીહીતાં બીહીતાં ભરત ઉપર હાથ પણ મુકી જોયો. તે પછી બાહાર ગઇ; તે તુરત બીજી બઇરીને તેડી પાછી આવી. તે ઊંચી પદ્રીની અને વધારે સત્તાવાળી બઇરી દેખાતી હતી. તેણે તંબુમાં પેસતાં મને યથારિથત વેહેવાર કીધો, મારો હાથ ઝાલીને ન્હાના તંબુમાં લેઇ ગઇ. જયાં સારી રજાઈઓ પાથરેલી હતી, ત્યાં હું મારી દાસીઓ સહિત સ્વસ્થ આખી રાત રહી. સવારમાં ઘાસના ઉપર હું બેઠી હતી એટલે રસાલાનો સરદાર મારી તરફ આવ્યો, તેને આવકાર દેવાને હું ઊભી થઈ અને તેણે બહુ અદબથી મને સલામ કરી. તે બોલ્યો, 'કુળવંતી બાઈ, હું ધારતો હતો તેના કરતાં મારા ભાગ્ય સારાં ફર્યાં છે. હમારાં બઇરાંઓ કહેછે કે,' મારા તંબુમાં કોઇ રાજકુંવરી આવી છે.' મ્હેં જવાબ આપ્યો, "મહારાજ, તમારાં બઇરાંઓએ ભુલ કરી છે; હું રાજકુંવરી નથી પણ એક ભાગ્યહીણ પરદેશી છું અને જે દેશમાં મારે જન્મારો કેદમાં પડવાનું થયું છે તે દેશ છોડી જલદી જવાનો મારો વિચાર હતો."

આરબે પ્રતિઉત્તર આપ્યો કે, "તમે ગમે તે હો અને ગમે ત્યાંથી આવ્યા હો, તોપણ તમારો અને તમારા ચાકરોના લીબાસ-ઉપરથી જણાઇ આવેછે કે, તમે ઉંચ કુળનાં છો, અને તમારી પાસે ઘણી દોલત છે; માટે સેહલથી તમારો છુટકો કરી શકશો; તો પછી હમેશની કેદની ધાસ્તી તમારે શું કરવા રાખવી પડશે? આમ સ્વારીઓ કરવાની મારી મતલબ એવી છે કે, મારો પૈસો વધારવો, અથવા કે ખંડણી ઉઘરાવવી. આ દેશમાં નિચ તુકમના જુલમગારે અથવા હુમલા કરનારાઓએ આવી કબજે લેઇ લીધો છે, પણ તે અસલથી અને વંશ પરંપરાથી ઈસ્માયેલના છોકરાઓના ગણાયછે, માટે વ્યાજબી રાહે હમોને જે નથી મળતું તે ખરી તરવારથી કઢાવીએ છીએ. લડાઈના જુલમમાં કંઈ ફેરફાર રહેતો નથી. સત્તા અને અપરાધ ઉપર જે ભાલો ઉગામવામાં આવે તે કોઇ વખત નિરઅપરાધી અને ગરીબો ઉપર પણ પડે છે,—"

મેં કહ્યું, 'આજે મારાપર આવું આવી પડશે તેનો કેવો થોડો ખ્યાલ કાલે મારા મનમાં હતો?"

"આરબ બોલ્યો, દુઃખની તો હમેશાં વકી રાખવી જોઇએ. જો લઢાઇમાં દયા અને પુજ્યપણું રાખવામાં આવે તો, તમારા જેવા સકળગુણસંપુર્ણ માણુસો દુઃખરહિત થાય. પણ દુઃખના દુતો પોતાની જાગો, ધર્મિ અને પાપી, મ્હોટા અને નાના સઘળાઓ ઉપર સરખી નાંખેછે તેમ નિરાશ થાઓ નહી, હું આ રણમાં ઘાતકી અને આપઅખત્યારી લુટારા જેવો નથી; મને રાજવંશીઓની રીતભાત ખબર છે; હું તમારૂં છોડવાનું મુલ નકી કરીશ, તમારા માણુસને હું પરવાના આપીશ અને મારો બોલ બરોબર પાળીશ."

"તમને સેહેજ ધ્યાનમાં આવશે કે આ વાતથી હું ખુશી થઇ અને તેની મુળ મતલબ પૈસો લેવાની હતી માટે મને ભય ઓછો લાગવા માંડયો; કેમકે મારી પકી ખાતરી હતી કે મને છોડવવાને જે માગશે તે તમો આપ્યા વગર રહેનાર નથી. મેં તેને કહ્યું કે 'મારાપર મેહરબાની રાખશો તો હું નીમકહરામ થઇશ એવું ધારવું નહી, અને મારા માટે સાધારણ દાસીના જેટલા દામ મેળવવાની આશા રાખવી, પણ મારી રાજપુત્રી માફક કિમ્મત ગણવી નહી.' તેણે કહ્યું કે 'શું લેવું તેનો વિચાર કરીશું;' અને પછી મ્હોડું મલકાવી સલામ કરી પાછો ગયો."

"પછી બઇરીઓ મારી આસપાસ વીટળાઇ વળી અને બધીઓ પોત પોતાના તરફથી વધારે મારી ખીદમત કરવામાં મેહનત કરવા લાગી; અને મારી દાસીઓનો પણ ભાર રાખવા માંડયો. ટુકી ટુકી મજલ કરી હમે અગાડી ચાલ્યાં. ચોથે દહાડે એ સરદારે મને કહ્યું કે, મારૂં મુલ બસેં તોલા સોનું પડશે. તે મેં આપવાને કબુલ કર્યું એટલુંજ નહીં પણ મેં તેને કહ્યું કે જો મારી અને મારી દાસીઓની વધારે સન્માનપુર્વક બરદાસ રાખવામાં આવશે તો મારી તરફથી બીજા પચાસ વધારે અપાવીશ."

"મને અગળ સોનામાં આટલું કૌવત છે તેની ખબર નહોતી. તે દીવસથી રસાલાનો સરદાર હું થઇ પડી. દરરોજ મારા હુકુમ પ્રમાણે લાંબી અથવા ટુકી મજલ કરવામાં આવતી, અને જ્યાં મુકામ કરવાની મરજી થાય ત્યાં તંબુ પડતા હતા. હવે બેસવાને ઉંટો વગરે મળતા અને મારી દાસીઓ મારી પાસેને પાસે રેહેતી; અને આ રખડતા લોકોની રીતભાતો જોઇ તથા પુર્વકાળમાં આવા ઉજડ પડેલા દેશોમાં જે મોટી મોટી ઇમારતો ખુબ ખરચથી બનાવવામાં આવેલી હતી તેનાં ખંડેરો જોઇ મારો વખત ગાળતી હતી. આ રસાલાનો સરદાર અભણ નહતો, તે તારા અને હોકાયંત્રની સહાયતાથી પ્રવાસ અને પોતાની રખડપટીમાં મુસાફરને જોવાલાયક બધી જગ્યાઓ તેના લક્ષમાં રાખેલી હતી. તેણે મને કહ્યું કે, જ્યાં વસ્તી ન હોય અને જ્યાં જવાને મુશ્કેલ હોય છે ત્યાં ઇમારતો સારી રહી શકે છે, કેમકે જે દેશની ચઢતી કળામાંથી પડતી થવા માંડી એટલે જેમ વધારે માણસો રહે તેમ વધારે જલદી નુકશાન થતું જાય. ખાણો કરતાં જુની ભીંતોમાંથી પથ્થર ઘણા મળી આવે છે, માટે મેહેલ અને દેવળો તોડી નાંખી તેમાંથી ઝુંપડા અને તબેલાઓ બનાવવામાં આવે છે."

---

## પ્રકરણ ૩૯ મું.

### પેકયુઆની કથા ચાલે છે.

"આ પ્રમાણે થોડાંએક અથવાડીઆં સુધી આમ તેમ રખડયાં કર્યું તેનું કારણ એ સરદાર સમજાવતો હતો, તેમ મારા સુખ અર્થે હોશે અથવા કે મારા મનમાં વેહેમ હતો તેમ પોતાની સગવડ માટે પણ હોય. જ્યાં મીજાસ અને ક્રોધ કરવાથી કંઈ વળે એવું નહોતું ત્યાં મારે સંતોષ દેખાડવાનું જરૂર પ્રાપ્ત થયું અને તેથી મારા મનને ઘણી નિવૃતી વળી; પણ મારૂં હૃદય નિકાયામાં હતું, અને રાતની પીડામાં દિવસની ગમતો બધી નહી સરખી થઇ ગઈ. મારી દાસીઓ પોતાનું દુઃખ પોતાની બાઇ ઉપર નાંખી

મારી સન્માનપુર્વક અવસ્થા થતી જોઈ ત્યારથી મંનમાંનો બધો દ્વેષ કાઢી નાંખી મંનમાં કાલજી કે દીલગીરી રાખ્યા વિના મારા શ્રમનું આથી નિવારણ કરવા મંડી ગઇ.

"તેઓની ખુશાલી જોઇ હું મગ્ન થતી, તથા તેઓની હુંફ જોઇને મને પણ હુશિયારી આવતી. જ્યારથી મને માલમ પડયું કે આરબ તો દોલત મેલવવાને માટે આખા દેશમાં રખડે છે ત્યારથી મારી સ્થિતિનું ઘણું ખરૂં ભય મારા મનમાંથી ખસતું ગયું. લોભ જ્યાં વાળ્યો ત્યાંહાં વળે એવો દુર્ગુણ છે. બીજા માનસિક વિકારો જુદી જુદી દેહમાં હોય છે, જેથી એકનું માન ઉતરે છે તેથી બીજાનું માન ચઢતું જાય છે. પરંતુ લાલચુની મેહેરબાની મેળવવાને એક સેહેજ ઉપાય છે. પૈસા આપો તો પછી કશાની તે ના પાડનાર નથી.

"આખરે એ સરદારના મુકામ આગળ આવી પોહોંચ્યા. નીલનદી જે મારાં જાણુવા મેજે ઉષ્ણકટિબંધમાં છે; તેના એક ભાદામાં પથ્થરનું મોટું અને વિશાળ મકાન એનું બાંધેલું હતું. આરબે કહ્યું, 'બાઇ સાહેબ, આ તમારા શ્રમ પછી થોડા દાહાડા આ જગામાં આરામ લ્યો. અહિયાં તમારે કુલ અખત્યાર સમજવો. મારો પેશો લઢાઇ છે, માટે આ એકાંત સ્થળ શોધી કાઢી રાખેલું છે. અહિયાંથી ઓંચીતો હું બહાર પડું છું ને અહિયાં કોઇ પાછળ ન ધાય એવી રીતે પાછો આવું છું. અહિયાં સુખતો થોડાં છે પણ ભયનું નામ નથી.' ત્યાર પછી તો મને અંદરનાં દિવાનખાનામાં લેઈ ગયો, અને મને એક મુલ્યવાન પલંગ ઉપર બેસાડી નિચે જમીનને અડકી મને સલામ કરી. તેની બઇરીઓ તેઓની મને શોક ગણી મારા ઉપર ડોળા કાઢવા લાગી; પણ તેઓને જેવી ખબર પડી કે હું કોઇ કુળવંતી બાઇ છું અને મારા છુટકારાના દામ લેવા માટેજ રાખેલી છે એટલે તેઓ મારી સેવા અને ચાકરીમાં એક એકથી અદકું કરવા લાગી."

"તુરત થોડા દિવસમાં છુટકારો થશે એવી નવી આશાથી મને જરા શાંતી વળી, તેથી કેટલાએક દાહાડા સુધી આ નવું ધામ જોયેથી મારા મનની અધિરાઇ જતી રહી. અગાસી ઉપરથી

ઘણો લાંબો પ્રદેશ દેખાતો હતો, અને ઘણાએક નાળાઓ સર્પાકારે વેહેતા જણાતાં હતાં. દાહાડે સુર્યના ગમનથી જેણીપાસ દેખાવ ખીલતો હતો તેણીપાસ આમ તેમ હું ફરી આગલ ન જોયલી અવલોકન કરતી. આ વસ્તીહિણ જગ્યામાં મગરો અને નદશ્વ* (નદીના ઘોડાઓ) ઘણા થાય છે તેથી મને કંઇ ઉપદ્રવ થનાર નથી તથાપિ તેને જોઇને મને પેટમાં ફાળ પડતી હતી. કેટલા વખતસુધી તો ઇમ્લાકે મને કહ્યું હતું કે યૂરોપીયન પ્રવાસ કરનાઓ †"મર્મેડ-ટ્રાઇટન" નીલ નદીમાં છે એવું કહે છે તે જોવાને મેં ફાંફાં માર્યાં, પણ એવા પ્રાણીઓ કોઇ દિવસ દીઠા નહીં; અને આરબને એ બાબત પુછ્યું ત્યારે મારૂં ભોળપણું જોઇ તે હસ્યો.

"રાત્રે આરબ હમેશાં ખગોળાવલોકન માટે રાખેલું એક ધાબું હતું ત્યાં મને લેઈ જતો અને તારાઓનાં નામ અને તેઓના માર્ગ ઓળખાવતો. મને આ પ્રકરણ ઘણું ગમતું નહી, તોપણ આ મારો શિક્ષાગુરૂ એ બાબત ઘણી હોંશ રાખતો હતો; તેનું મન રાખવાને મને લક્ષનું ડોળ ઘાલવું પડતું હતું, અને થોડાએક કાળમાં એકના એક પદાર્થોમાં જે હમેશાં વખત ગાળવો પડતો હતો; તે વખતનું અકળામણ કાપવાનો કંઇપિણ ઉદ્યમ રાખવાની જરૂર જણાઇ. ગઇ સાંજની જે ચીજો જોઈ કંટાળીને પુઠ ફેરવેલી તે ચીજો સવારમાં જોવાને મન કચવાવા લાગ્યું, તે માટે અમસ્તા બેશી રેહેવું તેના કરતા ગ્રહો જોવાને મન કર્યું, પણ મારા વિચારો સ્થિર રેહેતા નહીં ને વારેઘડીએ નિકાયા મનમાં આવી રેહેતી હતી. પરંતુ બીજાઓતો ધારતા હતા કે, હું ખ-

* સમુદ્રઅશ્વ-નદશ્વ અથવા જેને હીપોપોટામસ કેહે છે તે આફ્રીકાનીજ પેદાસ છે. સમુદ્રઅશ્વનું એનું નામ વ્યર્થ છે. તે અશ્વ સાથે જરાપણ મળતો આવતો નથી; માત્ર તેના કાન અશ્વ જેવા છે ને જ્યારે પાણીની સપાટીથી ઉપર આવે છે ત્યારે એનો નાદ ને ધુરવું અશ્વના જેવુંજ લાગે છે. જેમ નાગકન્યા અડધી મનુષ્ય ને અડધી નાગની જાતની છે તેમ સમુદ્રઅશ્વ છે.

† 'મર્મેડા' એટલે મત્સ્યાંગના, ને 'ટ્રાઈટન' એટલે નાગકન્યા.

ગોજતું મનન કરતી હતી. ત્યારપછી આરબ બીજી સ્વારીમાં નિકળી પડયો, અને ત્યારે તો જે અકસ્માતથી હમે પકડાયાં ગયાં તેની તથા હમારૂં આ કેદીપણું છુટેથી આખરે આપણે બધાંને જે સુખ થશે તેની વાતોમાં મારૂં ચિત્ત રહેતું હતું."

શાહાજાદીએ કહ્યું, "આરબના કિલ્લામાં બઇરાં હતાં તેની જોડે બેહનપણાં બાંધી તેઓની વાતો સાંભળવા અને તેઓની ગમતોમાં સામેલ કેમ ના થાઇ? જે જે જગ્યામાં તેઓને કામ અને ઉમંગ થતો ત્યાં તમે એકલાં શોધમાં શું કરવા બળ્યાં રહ્યાં? અથવા કે તેઓને આખો જન્મારો કાઢવાની જે હાલત છે તે હાલતમાં થોડા મહીના સહન કરતાં તમને શું થતું હતુ?"

પેંક્યુઆએ જવાબ આપ્યો, "બઇરાંઓની ગમતો છોકરવાદી હતી તેથી વધારે શોધન-વેપારમાં લાગેલા મનને ઉદ્યોગ મળે નહી."

"ઇંદ્રિરૂપી શક્તિઓથી તેઓને ખુશ લાગે એવું હું કરૂં, પણ મારા મનની શક્તિઓ તો ફેરો તરફ ઉડુ ઉડુ કરી રહેલી હતી. પાંજરામાં જેમ પક્ષી એક દાંડા ઉપરથી બીજે દાંડે કુદેછે તેમ તેઓ પણ એક જગ્યાપરથી બીજી જગાપર દોડતી ફરતી. મેદાનમાં ઘેટાંઓ કુદકા મારેછે તેમ તેઓ હાલવા ચાલવાને સારૂ કુદી રહેલી હતી."

"એકતો બીજાઓને ગભરાવવાને માટે વાગ્યું હોય એમ ઢોંગ કરતી અથવા બીજીઓ શોધી કાઢે માટે સંતાઇ જતી. તેઓનો થોડો ઘણો વખત નદીમાં જે હલકા પદાર્થ તરતા જતા તે જોવામાં જતો; તથા બીજો વખત આકાશમાં વિચિત્ર રંગ થતા તે જોવામાં જતો હતો. તેમના કામ ધંધામાં તેઓને સીવવાનું અને ભરવાનું હતું તેમાં હું અને મારી દાસીઓ કોઇ વખત તેમને મદદ કરતી હતી; પણ આંગણામાંથી તમારે જાણવું કે મન જોતા જોતામાં જતું રહેતું અથવા તમારે મનમાં અંદેશો ન આણવો કે આવા રેશમના ફુલોમાંથી બંધીખાનું ને નિકાયાનો વિરહ કોઇ પણ પ્રકારે વિસરી જવાય. તેઓની સાથે વાત કરવાથી ઘણો સંતોષ થાય એવું ધારવું નહી; કેમકે એ શાની વાત કરે? તેઓ

જન્મથીજ એક સાંકડી જગામાં રહેલાં માટે તેમના જોવામાં કંઇ આવેલું નહી. જે જોવામાં ન આવેલું તેની તેમને ખબર નહી. કેમકે તેમને વાંચતાં નહોતું આવડતું. તેઓને પોતાની હદમાંની ચીજો શિવાય બીજાનો વિચાર પણ નહોતો. મારો જરા મોભો, વધારે હતો તેથી તેઓના કજીઆની પંચાત મારે માથે આવતી ને તેનો નિકાલ જેમ મારાથી બનતો તેમ નિષ્પક્ષપાતે કરતી હતી. તેઓની એક બીજાપર ફરીયાદ સાંભળી મારૂં મન રંજન થતું હોત તો તેઓની લાંબી લાંબી વાતો સાંભળવામાં મારો ઘણો વખત રોકાત; પણ તેઓની અદેખાઇનાં મૂળ કારણ એવાં હલકાં હતાં કે મારે વાત કરતાં અટકયા વગર સંભળાતું નહોતું."

**રાસેલાસ.**—"આરબ તમારા કહ્યા પ્રમાણે સાધારણ કરતાં વધારે ગુણી પુરૂષ છે, તેને પોતાના જનાનામાં આવી બઇરીઓ રાખેથી શું મજે પડતી હશે? તે ઘણી રૂપાળીઓ હોય છે?"

**પેંકયુઆએ** કહ્યું "તેઓમાં સાદા અને નામના રૂપની ખોટ નથી, પણ તેઓમાં ચપળતા, પ્રૌઢતા, સદ્‌ગુણ અને સારા વિચાર હોતા નથી; પણ આરબ જેવા માણસને આ રૂપ તે હાથે ચઢી આવેલું ફુલ-જેવું સમજી ગમે ત્યાં ફેંકી દે તેવું હતું. તેઓમાં તેને ગમે તેવું સુખ મળતું હશે, પણ તે સુખ સોબત અને સ્નેહનું તો નહીંજ હોય. તેઓની આસપાસ ખેલે ત્યારે તેના ઉપર બેદરકારથી ભાર બોજ વના જોયા કરે, અને તેનું માન મેળવવાને તેઓ જાય, ત્યારે તેઓ તરફથી પુઠ ફેરવી તે નાસી જતો. તેઓમાં કંઇ જ્ઞાન નહોતું તેથી તેઓની બોલચાલથી સંસારના દુઃખનું નિવારણ થાય નહીં. તેઓમાં મરજી માફક થવાનું કંઇ હતું નહી; તેથી તેઓનાં વ્હાલપણથી એનું મન રાજી અથવા તૃપ્ત થતું નહીં. જે બઈરી બીજા પુરૂષનાં સામું જોતી નથી તેના હસવાથી એનું મન ફુલાતું નહી, અથવા તેવા ભાવથી તે એક ખરેખરા મનનું છે કે નહીં તે તેનાથી જણાતું નહી તેથી અને જે ભાગ તેને ખુશ કરવાને માટે નહી પણ બીજાઓને બાળવાને માટે તે બતાવે છે એવું તેના જોવામાં આવતું હતું તેથી તેવા ભાવથી તેવા ઉપર પાડ પતો નહીં. એ પ્યાર બતાવતો હતો અને તેઓ

પ્યાર જીલતાં હતાં એ બધું અમસ્તો નકામો વખત ગાળવાનું મંડાણ હતું. એવો પ્યાર જે માણસનું મ્હોં નથી ગમતું અથવા જેને આશા, બિક, ખુશી અને દિલગીરી તે સઘળાં નથી હોતાં તથાપિ જે માણુસ બતાવેછે તેવો એ પ્યાર સમજવો."

ઈમ્લિાકે કહ્યું, "આમ સેહેજ સાહાજમાં તમે મુક્ત થયાં માટે તમારા ભાગ્યમાં તમારે પાડ માનવો જોઈએ. મંનરૂપી દુકાળમાં જે માણુસ જ્ઞાનનું તરસ્યું છે તે માણુસ આવી પેંકયુઆની વાતની મજેદારી હોવાને કેમ તે મંન રાજી હોય?"

પેંકયુઆએ જવાબ આપ્યો, "મને સુજેછે કે કેટલાક વખત તેના મંનમાં ઢચુપચુ હતું, કેમકે આમ વચન આપ્યા છતાં જ્યારે મ્હેં કેરો માણુસ મોકલવાનું કહ્યું ત્યારે કંઇ કંઇ બ્હાનાં કાઢી ઉડાવતો હતો. તેને ઘેર મને રાખી એટલામાં આસપાસના દેશોમાં તેણે ઘણાં ચક્કરો માર્યાં અને જો મન માની લુટ મળી હોત તો, તે મને કદાચ છોડવાની ના કેહેત. તે હમેશાં પાછો આવતો ત્યારે તેવીજ અદબથી પોતાના પરાક્રમો કહેતો; અને મારા તે ઉપર વિચારો સાંભળી ખુશ થતો તથા ગ્રહોની બાબત વધારે સમજાવવાને મને આગ્રહ કરતો. જ્યારે હું મારા કાગળો મોકલવાને ઘણું તેનું માથું ચઢાવતી હતી; ત્યારે ડાહી ડાહી અને સમજુતીની વાતો કહી મને ધીમી પાડતો; અને જ્યારે ઠામુકી ના કેહેવાય નહી ત્યારે પોતાનો રસાલો તૈયાર કરાવતો. તેની ગેરહાજરીમાં મને હકુમત સોંપી બાહાર જતો. આવી તેની ખામુખા ઢીલ જોઈને મને બહુ ખેદ પ્રાપ્ત થતો, ને કેટલીક વખત મને ધાસ્તી લાગતી હતી કે મને તમે લોકો ભુલી જશો; અને તમે લોકો કેરો છોડીને જતા રહો એટલે મારે આ ભાઠામાં અંતકાળ સુધી રેહેવું પડેજ. આખરે હું નિરાશ થઇ અને તેને રાજી રાખવાની દરકાર થોડીજ રાખવા લાગી, ત્યારે થોડાક વખત સુધી મારી દાસીઓ સાથે વધારે ગુચપુચ કરવા લાગ્યો. મારી સાથે અથવા તેઓ સાથે મોહિત થાય તો, સરખું સત્યાનાશ વળે, તેથી આ દોસ્તી વધતી જોઇ હું બહુ રાજી થઇ નહીં. મારી ફીકર ઘણા દિવસ રહી નહી; કેમકે જેમ જેમ મારૂં મ્હોડું હસતું થતું ગયું તેમ તેમ તે પાછો

મારી પાસે આવવા લાગ્યો, અને મને જે આગળ ચટપટી થઇ હ-
તી તેનો ધિક્કાર કર્યા વગર મારાથી રેહેવાયું નહીં. હજુ માણસ
મોકલવા તે ઢીલ કરતો, અને તમારૂં માણસ જો અહિ આવ્યું ન-
હોત તો, કોઇ દાહાડો નક્કી કરત નહીં. જે ધંન તે લેવાને ખુશી
નહતો તે ધન હાથ આવેલું જવા દેવાય નહીં, માટે અહિયાં હમ-
ને લાવવાને તૈયારી કરી. જેમ અંદરના અકળામણના દુ:ખથી માણસ
મોકળો થયો હોય તે પ્રમાણે તે સમજવું. મેં એ ઘરના બધા મા
ણસોની રજા લીધી. તેઓએ મનમાં કંઇ ન આણતા રજા આપી.

**નિકાયા** પોતાની સખીની આ વાત સાંભળી રહ્યા પછી ઉઠીને
તેને ભેટી પડી, અને રાસેલાસે બીજા સો તોલા સોનું આપ્યું; તે
તેણે પચાસને બદલે પેલા આરબને હાજર કર્યું.

---

## પ્રકરણ ૪૦ મું.

### ભણેલા પુરૂષની કથા.

તેઓ ફેરે પાછા આવ્યા અને બધા પાછા મળ્યા તેથી બધા
એટલા ખુશ થયા હતા કે કોઈ ભાગ્યેજવાર બહાર જતું નહીં. રાજ-
પુત્રનો ભણતર ઉપર શોખ વધતો ગયો, અને એક દિવસે ઇમ્લા-
કની આગળ વિચાર જણાવ્યો કે, આપણે તો શાસ્ત્રમાં મ-
ચવાના અને એવી લખવા પડવાની બાબતોમાં એકાંત રહીને જન્મા-
રો ગાળવાનાં છિયે. તે ઉપરથી ઇમ્લાકે કહ્યું કે એ વાતનું નક્કી
કરો ત્યાર પેહેલા તમારે તેના જોખમો તપાસવા જોઈએ તથા તે-
માં રહીને જે માણસોએ ઉમ્મર ગાળેલી છે તેમાંના થોડા ઘણા જો-
ડે પ્રસંગ પાડવો જોઇએ. પૃથ્વિમાંના અતી ભણેલ એક ખગોળ-
વેત્તાની દીપમાળમાંથી હું હમણાંજ આવ્યો છું, તે ખગોળવેત્તા
ગ્રહાદિઓના દેખાવ તથા ગતી વિશેના ગણીતમાં એક સરખી રી-
તે ચાળીશ વર્ષ કાહાડયાં છે, તથા માથાકુટ કરીને બેસુમાર ટીપણાં-
ઓ બનાવી મુકયાં છે. મહિનામાં એક વખત થોડા ઘણા મિત્રોને

બોલાવે છે અને તેમની આગળ પોતાની શોધો તથા ગણિતો કહી સંભળાવે છે. તેમની આગળ જ્ઞાની માણસ જાણી (સમાગમ તેમની જોડે થવાને) મારો પણ મેળાપ કરવામાં આવ્યો હતો. જે માણસના વિચાર એકજ બાબતપર લાગેલા હોય છે અને તેથી બીજી બાબતોના વિચાર તેનામાંથી જતા રહેલા હોય છે; તેવાઓને હમેશાં બુદ્ધિમાન અને મધુર બોલનાર માણસો ગમે છે. મારા બોલવાથી તેમને ખુશી લાગી. મારા પ્રવાસનું વર્ણન સાંભળી તેમનું મ્હોં મલક્યું તથા તારા બારા તેટલો વખત ભુલી જઇને આ નિચેની દુનિયાંનું જાણવા માટે ઘણી ખુશીથી તે બાબત વિવાદ કરવા મંડ્યા. બિજી ફુરસદની વખતે હું પાછો ત્યાં ગયો અને ત્યારે પણ સારા ભાગ્યે તેમને ખુશી કર્યા. પછી પોતાના નિયમની દોરી ઢીલી મુકી અને મને મારી મરજી મુજબ જવા આવવા દેતા હતા. હું જ્યારે જતો ત્યારે તેમને કામમાં જોતો અને તેને જરા, આસાએશ મળવાથી ખુશી થતો. એકમેક પાસેથી જાણવાનું હતું માટે હમે ઘણા હર્ષથી એકમેકને હમારી વાતો જણાવતા હતા. મને માલમ પડવા લાગ્યું કે દિનપરદિન તેનો વિશ્વાસ મારાપર વધારે બેસતો ગયો અને હમેશાં તેની ઊંડી બુદ્ધિ જોઇને મને પણ તારીફ કરવાને નવો સબબ મળતો હતો. તેનામાં સમજણ ઘણી હતી અને તેની યાદશક્તિ જોરાવર તથા ઘણી સારી; તેનું સંભાષણ નીતિ પુર્વક અને ઊચ્ચાર સ્પષ્ટ હતા. તેની નેકીને ધર્મબુદ્ધિ સરખાં છે. સલાહથી અથવા પૈસાથી કોઇનું સારૂં થતું હોય તો પોતાના અભ્યાસને અથવા ઊંડી શોધોને અડચણ થાય તથાપિ કાંઇ ચિંતા રાખતો નથી. પોતાના પાછલા ઓરડામાં ઘણા કામને વખતે કોઇ મદદ લેવાને આવે તો તેને (જવાની) છુટી હતી. તે કેહેતો કે હું આળસુ અને વિલાસી લોકોને મારા ઘરમાંથી બાહાર રાખુછું તથાપિ ગરીબ અને લાચાર માણસોને માટે મારાં બારણાં નિરંતર ઉઘાડાં રાખુંછું. આકાશનું મંનન કરવાને માણસને રજા છે, પણ ધર્મનો કામ કરવાની આજ્ઞાઓ કરેલીછે."

રાજપુત્રી.—"હા, આ માણસ સુખી હશે."

ઈમ્લાક.—"તેને ત્યાં હું વારેવારેજતો અને દરરોજ તેની વાતો

થી મારૂ મન વધારે ચકીત થતું હતું. તેનામાં બીન અહંકારની પ્રૌઢતા અને વિવેક વિનાનું સભ્યપણું તથા ઢોંગ વગરની સમજાવવાની રીત હતી. પેહેલાં બાઇ સાહેબ તમારા જેવો મારો વિચાર હતો; તેથી અતી સુખી માણુસ લેખતો હતો તથા વારેઘડીએ તેના સુખનું કથન કરતો. તે પોતાની હાલતનાં વખાણુ શિવાય બીજી બધી બાબતો કાંન દેઇ સાંભળતો હતો. પણુ તે બાબત સાધારણુ જવાબ આપી બિજી વાત કાહાડતો હતો. આમ ખુશ થવાના અને કરવાના પ્રયત્નમાં મને જલદીથી જણાઈ આવ્યું કે તેના દીલમાં કંઇ દુઃખદાયક વિચારો હતા. તે હમેશાં એકાગ્ર ચિત્તે સુર્ય તરફ ઊચું જોયા કરતો; અને બોલતાં બોલતાં તેનો અવાજ લથડતો હતો. કોઈ વખત એકલા હમે બેઠા હોઇએ ત્યારે મુન્યપણાથી આંખ ઠેરવી જોયા કરતો; ત્યારે એવું દીસતું હતું કે તેના મનમાં કંઇ કહેવાનું છે તથાપિ તેને તે દાબી રાખવું પડેછે. કોઇ કોઇ વખતે તે મને બહુ તાકીદથી બોલાવા મોકલતો હતો; પણ હું તેની પાસે જાઉં એટલે, તેને કાંઇ વિશેષ કેહેવાનું હોય નહીં. કોઇ કોઇ વખત એની પાસેથી હું રજા લેઇ આવવા માંડું ત્યારે તે મને અધવચથી પાછો બોલાવે અને થોડાએક ક્ષણુ ઉભો રાખી મને રજા આપે.

---

## પ્રકરણુ ૪૧ મું.

### ખગોળવેત્તા પોતાના વિકારનું કારણ તેને જણાવેછે.

"આખરે એવો વખત આવ્યો કે, એ વાત એના મનમાંથી એની મેળે નિકળી ગઈ. તેના ઘરની અગાસીમાં ગઈ રાતના હમે સાથે બેઠા હતા અને જુપીતરના*(બ્રહસ્પતિના) એક ઉપગ્રહનું ગ્રહણુ થતું જો-

* બૃહસ્પતિનો ઉપગ્રહ-જે ઘણો નાહનો ગ્રહ છે, તે જેમ પૃથ્વિની પ્રદક્ષિણા ચંદ્ર કરે છે, તેમ મોટા ગ્રહની આસપાસ પ્રદક્ષિણા કરે છે. બૃહસ્પતિનો ઉપગ્રહ એ સંખ્યામાં ચાર છે, ને ખુલ્લી આંખે જોવામાં આવતા નથી. ગેલિલિઓએ એ ગ્રહનું શોધન

તા હતા; એટલામાં તોફાનથી વાદળ ભરાઇ આવ્યું અને અમારા જોવામાં હરકત થઇ. હમે થોડીએક વાર અંધારામાં છાંનામાંના બેસી રહ્યા. અને પછી નિચે પ્રમાણે તેનું ભાષણ થયું: 'ઇમ્લાક! તારી દોસ્તી આ જન્મારાનું મોહોટુ સાર્થક છે, એવું હું કેટલાએક દિવસ થયાં સમજું છું. બીનજ્ઞાનની નેકી નબળી અને નકામી છે. તેમજ નેકોવનાનું જ્ઞાન ભયંકર અને જોખમ ભરેલું હોય છે. મેં ત્હારામાં પરમાર્થ, અનુભવ અને હિમ્મત એ ત્રણેના વિશ્વાસ કરવા લાએક ગુણ જોયા છે. મેં એટલા દાહડા જે કામ બજાવેલું છે, તે ઈશ્વરના તેડાથી મારે બંધ રાખવું પડશે, અને એવા અશક્ત ને દુ:ખના વખતમાં તમારે હસ્તક તે કરવાને હું બહુ ખુશી થઇશ.' આવી પ્રતીજ્ઞા સાંભળી મારૂં મંન ફુલાયું; અને મેં મારા તરફથી કહ્યું કે જેથી તમારૂં સુખ વધ્યું હશે તેથી મારૂં પણ સુખ વધશેજ."

"'ઈમ્લાક! તું સાંભળ, આ હું કહું છુ તે; તું એકાએક માનનાર નથી. પાંચ વર્ષ થયાં મારી મરજી પ્રમાણે હવા તથા રૂતુઓ ચલાવવાનો અખત્યાર મારા હાથમાં છે. સુર્યે પણ મારો હુકમ માન્ય કર્યો છે અને ઉત્તરાયણ, દક્ષિણાયણ મારા કહ્યા પ્રમાણે થાય છે; મારી સ્તુતિથી વાદળાઓ વરસે છે, અને નાઇલ નદી પણ મારી આજ્ઞા પ્રમાણે ઉભરાય છે, ચૈતર વૈશાકના તડકા પણ મેં બંધ રાખેલા છે તથા ભર ઉન્હાળાના તાપ પણ નરમ પાડેલા છે. હજુ સુધી પંચતત્વમાંથી વાયુ મારૂં કહ્યું કરતો નથી અને હજારો માણસો મોહોટા વાવાઝુડામાં સફા થઇ ગયાં છે પણ તેને અટકાવવાને તથા મને કરવાને મારી શક્તિ ચાલી નથી. મેં આ મારો હોદ્દો બરોબર નિષ્પક્ષપાતપણે ચલાવ્યો છે; ને પૃથ્વિના જુદા જુદા દેશોમાં બધે તડકો પાણી બરાબર સરખું નાંખેલું છે. જો અમુક દેશમાં વાદળાં રાખ્યાં હોત અથવા સુર્ય વિષુવવૃત્તની એકજ બાજુએ રાખ્યો હોત તો અડધો અડધ પૃથ્વિના શા હાલ થયા હોત.'*

---

૧૧૧૦ માં કીધું હતું. બૃહસ્પતિના બીજા ગ્રહ સાથે તેનું ગ્રહણ થયા પછી તે જણાય છે.

* મનુષ્યવૃતિના અતિજ્ઞાનનું આ ગાંડાપણું છે. એકાંતવાસ,

## પ્રકરણ ૪૨ મું.

### આ ખગોળવેત્તાના વિચારોની સમજુતીનું કારણ.

"ઓરડાના અંધારામાંથી પણ હું ધારૂં છું કે મારામાં શક અને અજાએબનાં કંઇ લક્ષણ તેના જોવામાં આવ્યાં કેમકે થોડો-વાર રહીને તે આમ બોલ્યો.

"'મારૂં કહ્યું જલદીથી મનાય નહીં તેમાં નવાઇ નથી અથવા મને ગુસ્સોએ નથી. કેમકે એવો ઈતબાર પેહેલવ્હેલોજ કદાચ મ-નુષ્યમાં મને સોંપવામાં આવ્યો છે. અને એ વગ કરવાથી મને લાભ કે શિક્ષા છે તે હું જાણુતો નથી. એ મારા હાથમાં આવ્યો છે, ત્યારથી આગળ કરતાં હું થોડો સુખી છું; અને એથી લોકોનું સારૂં થાય છે એવું જો નહોત તો આમ વગર ફુરસદનું ધ્યાન રાખવાથી મારાથી જરા પણ ટકાયું હોત નહીં.'

"મેં પુછ્યું કે 'કેટલા દાહાડા થયા આ કામ તમારા હસ્ત કમાં છે?'

"તેણે કહ્યું; 'દસ વર્ષ ઉપર આમ દરરોજ આકાશમાં જોતાં મારા મનમાં વિચાર આવ્યો કે મારા હાથમાં રૂતુઓ કરવાની શક્તિ હોય તો પૃથ્વિના લોકો ઉપર વધારે સુખ કરી શકું કે નહીં? આ વાત મારા મનમાં ઠસી ગઇ, ને રાત દિવસ હું એવા કલ્પિત રાજમાં બેસતો અને આ દેશ ઉપર લીલા લેહેરનો વરસાદ વરસાવતો, અને દરેક વરસાદના ઝાપટાની માથે તેટલો તડકો પણ આણુતો હતો એટલે તો મારામાં સારૂ કરવાની ઇચ્છાજ ઉત્પન્ન થઇ હતી; મારામાં કોઇકાળે શકિત આવશે એવો વિચાર નહતો. એક દિવસ તડકાથી કરમાઇ ગયેલાં ખેતરો જોઇ મારા મનમાં એકાએક ઇચ્છા પ્રાપ્ત થઈ કે, દક્ષિણુ પ્હાડોપર વરસાદ વરસાવું, અને નિલ નદીમાં રેલ આણું. મનની એવી અવસ્થામાં મેં વરસાદને પડવાનો હુકમ

---

તરંગોને મળતી સ્વતંત્રતા ને અતિજ્ઞાન એ મનુષ્યને ગાંડા બનાવેછે. વિદ્યાર્થીઓને ફેસટસ પાલના આ શબ્દો યાદ આપવાની જરૂર છેઃ—
"Thou art beside thyself : much learning doth make thee mad."

કર્યો, અને પછી મારા બોલવાનો અને ખરેખર રેલ ચઢવાનો વખત મેળવી જોતાં મને માલમ પડયું કે, મારો હોઠ ફફડયો તેવુંજ વાદળાંઓએ તે માન્ય કર્યું હતું.' મેં પુછયું 'બિજા કારણથી એમ ન બને ! નાઇલ નદી હમેશ એકજ દિવસે ચઢતી નથી.' તેણે તુરત જવાબ આપ્યો કે, 'એ વાત મારા મનમાં આવ્યા વગર રહી નથી; એવું માનવા પુર્વે કેટલાક દહાડા સુધી મારી ખાતરી ખોટી છે એવી મેં મનસાથે તકરાર કર્યા કરી; એ સત્યતા ઘણા દૃઢપણાથી મેં માની નહીં. મેં કેટલીક વખતે મારી ડાગલી ચશકી હોય એવી શંકા આણી હતી, ને આ વાત તમારા જેવા વગર બીજા માણસ અશકય ને વિચિત્રમાં તફાવત ન સમજનારને તથા જુઠું ને નમનાય એવામાંનો તફાવત ન જાંણે તેને કોઈ કાલે મેં કહી ન હોત.' મેં કહ્યું, 'સાહેબ જે તમે જાણો છો અને ધારો છો કે ખરૂં છે, તેને તમે ન મનાય એવું કેમ કહો છો?' તેણે કહ્યું, 'કારણ કે, બાહારની શાક્ષીથી તે વાત સાબીત કરાતી નથી અને હું સીધતાના નિયમ સારીપેઠે સમજું છું કે મારા જેવી ખાતરી જે મારી માફક તેની અસર સમજતો નહી હોય તેને નથી તે માટે એની ભાંજગડ કરી મારી વાત પ્રવરતાવા હું ઈચ્છતો નથી; આટલું બસ છે કે એ શક્તિ છે એવું મને લાગે છે, તે ઘણા દાહાડા થયાં મારે હસ્તક છે. અને દરરોજ ત્યારનો મેં તેનો ઉપયોગ કરેલો છે. પણ માણસનું જીવતર ટુકું છે, ઘડપણ આવવા માંડયું અને હવે જલદીથી એવો વખત આવશે કે, ત્યારે વર્ષનો ચલાવનાર પણ માટીમાં મળી જશે. મારી પછવાડે કોઇ નામ રાખનારની કાળજી ઘણા દીવસ થયાં મારા મનમાં આવી ચ્હોંટી છે. જે માણસો મારી નજર આગળ આવી ગયા છે તેમની વર્તણુંકનો રાત દિવસ મુકાબલો હું કરતો આવ્યો છું અને તારા જેવો પાત્ર બિજો કોઈ મને હજુ સુધી મળ્યો નથી.

---

## પ્રકરણ ૪૩ મું.

### ખગોળવેત્તા ઈમ્લાકને હુકમ કરી જાય છે.

"દુનિઆના સુખની બાબતોમાં જેવું ધ્યાન આપવું જોઇએ, તેવું લક્ષ દેઈ હું કહું છું તે સાંભળ. રાજાને થોડાએક લાખો આદમીનાં સંરક્ષણની ચિંતા હોય છે, તથા તેઓ ઘણું સારૂં અથવા ઇજા કરવાને સામર્થ્યવાન નથી હોતા તોપણ તેનું કામ ઘણું મુશ્કેલ પડે છે, ત્યારે, જેના હાથમાં "પંચતત્વ" હોય છે તેની ચિંતાની શી મણા ! તે માટે કાન દેઇને સાંભળ. મેં ખંત કરીને સુર્યે અને પૃથ્વિના સ્થળનો વિચાર કરેલો છે, અને હજારો નવી યુક્તિઓ કરી તેમનાં અનુક્રમો બદલ્યાં છે; મેં કોઇ કોઇ વખત પૃથ્વિની ધરી વાંકી ચુકી કરી છે, કોઈ કોઇ વખત પૃથ્વિના માર્ગ પણ બદલી નાંખ્યા છે; તથાપિ જેથી દુનિઆનું સારૂં થાય એવી સ્થિતિ મારાથી ઉભી કરાઇ નથી. કલ્પનાપુર્વક ઉંધુંચતું કરવાથી સૂર્યમંડળના દુરના ભાગો જે આપણા જાણવામાં આવેલા નથી તેનો વિચાર મુકી દેઇ આપણે જે જાણીયે છૈયે તેમાં પણ જેવો એક દેશમાં ફાયદો થાયછે તેટલો બિજા દેશમાં ટોટો થાય છે. એ ઉપરથી વર્ષની તારી મરજી માફક કારકીર્દિ કરવામાં ઉન્મત થઇ નવું કરવાનો વિચાર રાખવો નહી. રૂતુઓની વ્યવસ્થા બદલી આવતી ઓલાદમાં નામ થશે એવા વિચાર આણી મનમાં મગ્ન થતો નહી; ભુંડે નામ કરવામાં કોઇ કીર્તિ સમજતું નથી, તેમજ હેત અથવા માયા પ્રવર્તાવવી, તેપણ તારા જેવાને યોગ્ય થોડું ગણાશે. તારા પોતાના દેશમાં વરસાદ વરસે માટે બિજા દેશમાંથી કદાપિ લેઇ લેતો નહી. આપણે તો નાઇલ નદીથીજ ચાલશે."

૨. "'મેં વચન આપ્યું કે મારા હાથમાં એવી સત્તા આવશે ત્યારે બરોબર એક નિષ્ટાથી તેનો ઉપયોગ કરીશ,' અને પછી કોટીકરી મને રજા આપી. તે બોલ્યો કે, 'હવે મારા મનમાં નિરાંત થશે અને પરમાર્થથી મારી નિવૃતિ જતી રહેશે નહી. હવે મને સમજુ અને ગુણી માણુસ મળ્યો છે, તેને વારસામાં સુર્યની વાત હું આપી જઇશ.'"

૩. આ કથા રાજપુત્રે એકાગ્રહચિત્તથી શ્રવણ કરી પણ રાજપુત્રીનું તો મ્હો જરા મલક્યું તથા પેંકયુઆ ખડખડ હસી પડી. ઇમ્લાક બોલ્યો, "બાઇઓ માણસોના કઠણ દુઃખોને હશી કહાડવામાં—તેમાં ડાહાપણ અથવા સાબાશી ગણાતી નથી. આવા પુરૂષ જેટલું જ્ઞાન થોડાનેજ પ્રાપ્ત થાયછે. તેમજ થોડાઓજ એનાં આચરણ સંપાદન કરેછે, પણ બધાએને એવી પિડાઓ તો સહન કરવી પડેછે. આપણી સામ્પ્રત સ્થિતિની અવિવેક્ષિતામાં મ્હોટું ધાસ્તી ભરેલું દુઃખ તો એ છે કે, આપણું મન હમેશાં ઠેકાણે રહેશે એ અવિવક્ષિત છે.*" રાજપુત્રી પાછી હાવકી થઇ ને દાસી શરમીંદી પડી ગઇ. રાસેલાસ જેના મનમાં આ વાત ઘણી ઉંડી ઠસી ગઇ હતી તેથી તેણે ઇમ્લાકને પુછયું; "આવા મનનાને વારે વારે રોગ થઈ આવેછે તે શી રીતે ઉત્પન્ન થાય છે?"

---

## પ્રકરણ ૪૪ મું.

### ઘણા વિચારથી નુકસાન થાય છે.

ઇમ્લાકે જવાબ દીધો—"બુદ્ધિના વિકારો સાધારણ માણસો માની શકે તે કરતા વધારેવાર જોવામાં આવેછે. આપણે જો વાસ્તવિક રીતે બરોબર બોલીએ તો એમ પણ ચાલે કે કોઇપણ મનુષ્યનું મન બરોબર ઠેકાણે હોતું નથી. એવો માણુસ નથી કે, જેના કલ્પિત વિચારો વિવેકબુદ્ધિ કરતાં વધારે જોરાવર નહી હોય, જેનું મંન તેના કબ્જામાં બરોબર રહેતું હોય, અને જેના વિચાર મરજી માફક આવે ને જાય. કોઇ માણુસ એવો નહી માલમ પડે કે, જેના મનમાં સેખસલીના વિચારો ઊઠતા નહી હોય; તથા ઠરેલ માણસનાં મનમાં જે વાત સંભવિત લાગે તે સિવાયના આશા અથવા બીકના બુટ્ટાઓ

---

* ખુદ ડા. જોન્સનને ભય હતો કે રખેને હું ગાંડો થઇ જાઉં.

નિકળી ન આવતા હોય. બુદ્ધિ ઉપર તુરંગની શક્તિ જેટલી વધે તેટલા અંશે ગાંડપણ જાણવું, પણ જ્યાં સુધી એ શક્તિ આપણાથી દાબી રખાય અથવા આપણા હાથમાં રખાય ત્યાં સુધી તે કોઈને ખબર પડતું નથી અથવા મનની શક્તિમાં કંઇ બિગાડ થયો હોય એવું સમજાતું નથી; પણ જ્યારે તે હાથમાં રહેતું નથી અને તેનાજ અમલ પ્રમાણે બોલાય અથવા ચલાય છે ત્યારે તેને ાંડપણ કહેવામાં આવે છે.

"આવી કલ્પના શક્તિ ઉશ્કેરી તુરંગોને છેક વા પર જવા દેવા અને જે લોકો મનમાં ઘણા વિચાર કર્યા કરે છે તેઓને તે મન ગમતાં થઈ પડે છે. આપણે એકલાં પડીએ છૈયે ત્યારે હમેશાં ઊધમી હોતા નથી. તુરંગો ઉઠાવવાને શ્રમ ઝાઝીવાર ટકે એવો હોતો નથી. પુછપાછ કરવાના ઉમંગથી કોઈ કોઈ વખત આળસ અથવા તૃપ્તી આવી જાય છે. જેને બહારથી કંઈ ચીજમાં મન લગાડવાને બનતું નથી તેને પોતાના મનના વિચારમાં આનંદ થાય છે, અને તેમાં પોતે જેવો નથી તેવાની કલ્પના કરવી પડે છે; સબબ કોણ પોતાની સ્થિતિથી ખુશ હોય છે ? પછી અખિલ ભવિષ્યમાં પોતે પડે છે અને બધી કલ્પનાયુક્ત સ્થિતિઓમાંથી તે વખતે જે પોતાને પસંદ પડે છે, તેવી હાલત શોધી કહાડી અસંભવિત સુખોની ઇચ્છાના બુટ્ટા ઉઠાવે છે; અને પોતાના માનને અપ્રાપ્તિય રાજ્ય આપી દેછે. મનમાં નવા નવા પ્રકાર રમી રહે છે, ન્હાના પ્રકારના સુખોમાં સઘળા પ્રકારના સુખોનો સમાસ કરવામાં સૃષ્ટિ અને પૈસાથી બધી વાતે અનુકુળ છતાં જે ન મળે એવા ખાનપાનમાં હર્ષથી મસ્ત બની રહે છે.

"થોડાએક વખતમાં અમુક બાબત ઉપર વિચાર મનમાં ઠસી જાય છે. બિજા બધાં મનોકૃત સુખો પસંદ પડતા નથી. મન નવરાસની વખતે તથા શ્રમ થયા પછી તેજ પ્રિય બાબત ઉપર નિરંતર દોડતું ફરે છે, અને સત્યતાની કડવાશથી જ્યારે જ્યારે મન કચવાય છે ત્યારે ત્યારે આવા મોહક દુર્ગુણથી મનને ખુબ ખીલાવે છે. આમ હળવે હળવે કલ્પનાનું રાજ્ય મજબુત બેસતું જાય છે. પેહલાં તો તે આપઅખત્યારી બજાવી આખરે જુલમગાર થઇ પડે

છે; ત્યાર બાદ અસત્યતા ખરી ભાસવા લાગે છે, જુઠાં મતો મનપર બેસી જાય છે, અને સંસાર સઘળો આનંદમય અથવા દુઃખ સ્વભાવત થઈ પડે છે.

"આ સાહેબ એકાંતવાસની મ્હોટી પિડા છે, એમજ પેલા સંતે કબુલ કર્યું છે કે સદાચરણ વધારવાને માટે હમેશાં એ પાત્ર નથી તથા આ ખગોળવેત્તાના ઇતિહાસથી સિદ્ધ થાય છે કે, વિદ્વાન માણુસોને પણ એ હંમેશાં અનુકૂલ હોતું નથી."

"હવે હું કોઇ વખત આબિસિનિઆની પટરાણી છું એવી મનમાં કલ્પના કરીશ નહી," એમ પેલી દાસી બોલી. "બાઇ સાહેબ જે વખતમાં મને ફુરસદ તમે આપો છો ત્યારે મેં રાજ્ય દરબારની પદ્ધતિ પ્રમાણે બધો બંદોબસ્ત કરવામાં ઘડીઓની ઘડી કહાડી છે. મેં અમીર લોકોના અહંકાર ઉતાર્યા છે અને ગરીબ લોકોની દાદ લીધી છે. મેં વધારે ખુસનમાં જગ્યાઓમાં, નવા મેહેલો બંધાવ્યાછે. પ્હાડોનાં શિખરોપર ઝાડો વવરાવી દીધાં છે, અને રાજ્યરીત પ્રમાણે પરમારથ કરવામાં અતિશય રોપ મારી લીધો છે તે ક્યાં સુધી કે, જ્યારે બાઇ સાહેબ અંદર પધારે તોપણ મને તેમને જુહાર કરવાનું પણ ભાન રહેતું નહીં." રાજપુત્રીએ કહ્યું, "મારા જાગૃત લવારામાં હવે રબારણનો સ્વાંગ કલ્પિશ નહીં. મેં હમેશાં રબારી લોકોના સંસારનું નિરઅપરાધીપણું તથા નિરાંત જોઇને મારા મનને તાહાડું પાડેલું છે અને તેમાં આખરે એટલીતો મસ્ત થઇ ગયેલીછું કે મારી ઓરડીમાં મેં પવનના સુસવાટા તથા ઘેટાંના બરાડા સાંભળ્યા છે. કેટલીક વખત ઝાડીમાં ફસાઇ ગયેલાં ઘેટાંઓને મેં મારે હાથે બહાર કાઢયાંછે. કેટલીક વખત મારી ડાંગ વતે દિપડાંઓને આંતરેલાં છે. મારી પાસે ગામડીયા બઇરાંઓના જેવો પોશાક છે તે હું મારી કલ્પનાની મદદને વાસ્તે પેહેરૂં છું, અને મારી પાસે વાંસળી પણ છે તે હું ધીમે ધીમે વગાડું છું; અને મારી પછવાડે ઘેટાંનાં ગવારાં ચાલ્યાં આવેછે એવું હું સમજુ છું."

રાજપુત્ર બોલ્યો, "હું પણ કબુલ કરૂં છું કે તમારા કરતાં વધારે ભયંકર, કલ્પનિક, રમનસ્થાનમાં મચ્યો રહું છું. હું મારા મનમાં હમેશાં એવો ખ્યાલ કરૂં છું કે સંપુર્ણ રાજ્ય બાંધવું, કે જેમાંથી

બધી જાતના દુર્ગુણોને અવિચ્છિન્ન કરવા, બધા દુષ્ટોને સુધારવા તથા આખી રૈયતને નિરંતર અને સલાહ સંપમાં રાખવી. આ વિચારથી સુધારો કરવાની હજારો નવી યુક્તિઓ પેદા થતી હતી; અને તેથી ઘણા ઉપયોગી કાયદાઓ તથા લૌકીક જાહેરનામા કરવાનાં સુજી આવતાં હતાં. આ પ્રમાણે એકાંતવાસમાં હું ગમત અને કોઇ કોઇ વખત તો હું શ્રમ કરતો હતો; તથા મારા પિતાનો તથા ભાઇઓના મૃત્યોનો વિચાર આણી મને કેટલું દુઃખ પડતું હતું તેનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે આજે મને કંપારી છુટે છે."

ઇમ્લાકે કહ્યું—"કલ્પનિક બુદ્ધાઓથી હમેશ આવા પરિણામો થાય છે. પહેલાં તો આપણે જાણીએ છૈયે કે તે અસંભવિત અને ખોટા હોય છે પણ તેનો સહવાસ પડે થોડા વખતમાં તેવી મુર્ખાઇ આપણા લક્ષમાંથી જતી રહે છે.

---

## પ્રકરણ ૪૫ મું.

### એક વૃધ માણસ જોડે સંવાદ.

રાત ગયેથી તેઓ ઘેર જવાને ઉઠયા, અને નદી કિનારે થઇને તેઓ ચાલ્યા જાય છે, એટલામાં પાણી ઉપર ચંદ્રનાં કીરણો ચકચકતાં ખુશ થઇ ચાલે છે, એટલામાં થોડેક દૂર એક વૃધ માણસ તેઓને મળ્યો. એને રાજપુત્રે વિદ્વાનની સભાની અંદર ઘણી વખત બોલતાં સાંભળેલો હતો. એ જોઇ રાજપુત્રે કહ્યું,—"પેલો માણસ આવે છે તેણે વર્ષ થયાં છે અને પોતાના મનોવિકારોને નરમ પાડેલા છે; તથાપિ તેની બુદ્ધિ જરાપણ ભ્રષ્ટ થઇ નથી, માટે તેની પોતાની પ્રકૃતિવિશે તેનો અભિપ્રાય શું છે તેની પુછપાછ કરીએ કે આપણને માલમ પડી આવે કે એવી પિડા જુવાનીઆઓનેજ શિરે લાગેલી છે, કે આપણા જીવતરના પુઠળના ભાગમાં કંઈ વધારે સારી આશા રહે છે; તેનો નિર્ણય કરી આજ રાતના સંવાદની સમાપ્તી કરવી."

એટલે પેલો રૂપી પાસે આવ્યો અને તેમને નમસ્કાર કર્યો. તેઓએ તેની પોતાની સાથે ઘણે દહાડે જુના ઓળખાણનાં સમાગમ થયાથી ગપ્પાંસપાં મારવાને જોડે ચાલવાને તેની વિનંતી કીધી. એ વૃધ માણુસ હસમુખો અને વાતગરો હતો, તેથી તેની સોબતમાં રસ્તો ટુંકો લાગ્યો. તેનો અનાદર ન થયો, તેથી તે બહુ ખુશી થઇને તેઓ જોડે તેમને ઘેર ગયો; અને રાજપુત્રના આગ્રહથી તેઓની સાથે અંદર પેઠો. તેઓએ તેને ગાદી તકીયા આગળ બેસાડી એમની સેવા અર્થે દારૂં, તથા મેવો ને મુરબ્બો લાવી ધર્યો.

રાજપુત્રીએ કહ્યું કે, "તમારા જેવા વિદ્વાનને સાંજની વખતે પરવારી જે મોજ થતી હશે તે અજ્ઞાની જુવાનીયાઓના ખ્યાલમાં કદાપિ આવતી હોશે નહીં. તમારા જોવામાં જે જે આવે છે તેના ગુણ અને કારણો તમને ખબર છે. જે નિયમથી નદીનાં પાણી વહ્યા જાય છે ને જે સમયે ગ્રહો અને તારાઓ પોતાનાં ક્રમણો પુરાં કરે છે, એ પણ તમને ખબર હોય છે. એ બધાથી તમને મનન થતું હશે તથા તમારા મહત્વનું નવું ભાન આવતું હશે."

તેણે જવાબ દીધો,"કુળવંતી બાઇ, જુવાનીયા ને શોખીલા લોકોને રટણોમાં સુખની આશા હોય છે. હમારા જેવા ઘરડાઓને તો હવે નિવૃત્તિ મળે એટલે બસ છે. મારા મનમાંથી આ સંસાર ઉતરી ગયો છે, ચોગરદમ નજર કરૂંછું તો જે સારા વખતમાં જોયલું હતું તેજ જોવામાં આવે છે. ઝાડને અડકીને ઉભો રહી વિચાર કરૂં છું તો એજ છાયા નિચે આગળ નાઇલ નદીના વાર્ષિક રેલ વિષે એક મિત્ર જોડે મેં એક વિવાદ કર્યો હતો, અને તે મિત્ર આજ સ્વર્ગવાસમાં પોઢેલો છે. ઉપર નજર કરૂં છું ત્યારે ચંદ્રની બદલાતી કળા જોઈને મારા મનમાં સંસારના ફેરફાર ઉપર ખેદયુક્ત વિચારો આવે છે, આવી સૃષ્ટિજન્ય સત્યતાના વિચારમાં હવે મને ચેન પડતું નથી, કેમકે એ બધાને મારે ત્યાગ કરી જલદી જવાનું છે; માટે તેમનું મારે કામ શું છે."

ઈમ્લાક બોલ્યો, 'બનતું નહી તો તમે આબાર ઇજત મરવા-રથે સંસાર [illegible] [illegible] ચાહ રાખીને તમને મનનું નિવારણ

થતું હશે, અને બધાઓ સંમતીપૂર્વક જે આદરમાન આપવાને કબુલ કરે છે તેનો ઉપભોગ તમે કર્યો હશે."

નિસાસો મુકીને રૂષીજી બોલ્યા કે, "વૃધ માણસને સ્તુતિતો ઠાલો અવાજ છે. મારે "મા" નથી કે છોકરાનાં વખાણ થયે હરખાશે, અને બૈરીપણ નથી કે પોતાનાં ધણીની આબરૂમાં ભાગ લેશે. મારા મિત્રો ને શત્રુઓ કરતાં હું વધારે જીવ્યો છું, મને હાલ ઘણું ઉપયોગનું નથી, કેમકે મારી પછવાડે મીંડુ વળવાનું છે. જુવાનીયાઓ સ્તુતિથી ફુલાય છે કેમકે આગળ સારૂં થવાનું એ પેહેલું પગલું છે; તથા સંસારનો ખટરાગ ઘણા દહાડા રેહેવાનો છે; પણ મારા જેવાને છેક ઉમ્મરે આવી પોહોંચેલા માણસોના દ્વેષથીજ થોડું બીવાનું છે અને તેઓની પ્રીતિ અથવા ભાવથી થોડુંજ હાંસલ થવાનું છે. કદાચ મારામાંથી તેઓ ઘટાડી શકે, પણ તેઓથી વધવાનું તો નથી; હવે દોલતનું કંઈ મારે કામ નથી; ને મ્હોટા હોદ્દાઓથી ઉલટી આપદા થઇ પડે છે; મારૂં પાછલું ચરિત્ર જોઉંછું તો પરમારથ કરવાના ઘણા લાગો ખોયલા, સેહેજમાં ઘણો કાળ ખોયલો, ને આળસમાં તથા વિચારમાં બહુ વખત ખોયલો હું જોઉંછું. ઘણાં કામો તો મેં આરંભેલાંજ નથી અને ઘણાં શીરૂં કરેલાં તે પુરાં થયેલાં નથી. મારા મનપર અઘોર અપરાધનો આરોપ નથી તેથી મને નિરાંત અને વિશ્રાંતી મળે છે. જો બુદ્ધિથી માલમ પડે છે કે, આશા, ઉમેદ, ફીકર, ચિંતા ખોટાં છે તેમાં મન ન રાખવું પણ તેઓ હૃદયમાંથી પોતાનો જુનો કબજો છોડતાં નથી. હવે હું કોમળ નિર્મળતાથી જે દહાડો ઇશ્વરી નિયમ પ્રમાણે ઘણો વેગળો નથી તે દિવસની રાહ જોઉં છું, અને ઉમેદ રાખુંછું કે, જે સુખ આ લોકમાં ન મળ્યું તેથી જે સદ્દગુણ અત્રે મને પ્રાપ્ત ન થયો તે પરલોકમાં મળશે."

આમ કહીને ઉઠીને તે ચાલતો થયો તેથી પેલા શ્રોતાઓને ઘણું જીવવાની આશામાં બહુ સુખની આશા રહી નહી. રાજપુત્રે વિચાર આપ્યો કે આ વાતથી આપણે નાઉમેદ થવું યોગ્ય નથી, કેમકે કોઈ કાળે ઘડપણ સુખનો સમય ગણાયો નથી, ને ઉતરતી વયમાં અને નબળાઇમાં જો નિરાંત મળી શકે એવું હોય તો સેહેલોરી ને

હર્ષના દિવસોમાં સુખ હોવું જોઈએ. અર્થાત સાંજનો વખત શાંત હોય તો જીવતરનો બપોર પણ તેજસ્વી હોવો જોઈએ એવું કહી પોતાના મનનું સમાધાન કર્યું.

રાજપુત્રીએ કહ્યું કે, "વૃધ માણુસો ગ્લાની અને બુમો પાડતા હોય છે, તથા જે લોકો પ્રથમ સંસારમાં પડતા હોય તેઓની ઉમેદો તોડી પાડવાને પ્રવૃત રહે છે. મારા જોવામાં સંમૃદ્ધિવાન લોકો આવેલા છે, તેઓ પોતાના વારસોની ઈર્ષા કરતાં હતા; ને બિજા ઘણાએક જોવામાં આવેલા છે, તે તેઓનીજ જાતે સુખ થાય તો સુખ પામે."

પેંકયુઆએ અટકલ ઉઠાવી કે, તેના કહ્યા કરતાં તેની ઉમ્મર જાસ્તી છે, ને આટલું બધુ બોલ્યો તે ચિત્તભ્રમમાં બોલ્યો, અથવા તેણે ધાર્યું કે હિણભાગ્યનો હશે, તેથી હમેશાં કંટાળેલો રેહે છે; કેમકે તેના કેહેવા પ્રમાણે "આપણા હાલ આખી દુનિઆંના હાલ છે એવું ઘણું સાધારણ થઇ પડે છે."

ઈમ્લાક તેમની ઇચ્છા ઉતારી પાડવાને રાજી નહીં, તેથી આમ સેહેજમાં તેઓ પોતાનું સમાધાન કરી રહ્યા, તે જોઇને હસ્યો, ને તેને યાદ આવ્યું કે, એટલી ઉમ્મરે હું પણ નિર્વિઘ્ન સુખનો એવોજ દૃઢ વિશ્વાસ રાખતો હતો તથા એવીજ રીતે હું પણ મનનો નિકાલ કરવાને રાજી થઇને સમાધાન કરતો હતો. તે માટે જેમ વખત જશે તેમ જે માઠા સમાચાર તેઓને મળવાના છે, તે હાલ તેને કેહેવાને મોકુબ તેણે રાખ્યા. રાજપુત્રી અને તેની દાસી પોતાને મુકામે ગયાં; પેલા ખગોળવેત્તાનું ગાંડપણ તેઓના મનમાં ઘુમી રહ્યું હતું તે માટે તેઓએ ઇમ્લાકને પોતાનો નવો હોદ્દો લેવાને તથા કાલે સૂર્યોદય મોડો કરવાને વિનંતી કરી.

---

# પ્રકરણ ૪૬ મું.

## રાજપુત્રી અને પેંકયુઆ ખગોળવેત્તાને મળવા જાય છે.

રાજપુત્રી અને પેંકયુઆએ ઈમ્લાકના ખગોળવેત્તાની માંહો-માંહે વાત કરી તેની પ્રકૃતિ એવી પ્રિયમય અને વિલક્ષણ જણાઇ તેથી વધારે માહિતી મેળવ્યા વગર તેમના મનનું સમાધાન થયું નહી. માટે ઈમ્લાકને એઓનો મેળાપ કરવાની યુક્તિ શોધી કહાડવાને વિનંતી કીધી.

આ કામ જરાએક કઠણુ હતું; એ વિદ્વાન જાતે જે શેહરમાં રહેતો હતો ત્યાં ઘણા યુરોપિયન લોકો વસતા હતા. તે લોકો પોતાના દેશના રીવાજ રાખી રહ્યા હતા તથા તે શેહરમાં દુનિયાના બીજા દેશમાંથી પણુ લોકો આવી રહ્યા હતા, તેઓ યુરોપિયન લોકોની પેઠે સ્વતંત્રતાથી ચાલતા હતા. તથાપિ તેણે કોઇ પણુ સ્ત્રીની મુલાકાત હજુ સુધી લીધી નહતી. એ સ્ત્રીઓને ના કહેવાય નહી અને એ વાત અમલમાં લાવવાને માટે કેટલીએક નવી યુકિતઓ જણાવવામાં આવી. એવી કે એક વખત તો કોઇ દુ:ખી પરદેશીઓની માફક તેઓને લેઇ જવાં કેમકે એવાં માણુસોને તે જલદી મળતો હતો; પણુ થોડાએક વિચાર કર્યા પછી એવું માલમ પડયું કે, આ તદબીરથી કંઇ ઓળખાણુ થાય નહી; કેમકે તેઓની સાથે વાતચીત ઘણી થોડી થાય, વારેઘડીએ તેને તસ્દી અપાય નહી. રાસેલાસે કહ્યું, "એ વાત તો ખરી, પણુ હજુ તમારી આમ જુઠી બાબત બતાવવાને મ્હોટી હરકત છે. કોઇ માણુસના સદ્ગુણુને લીધે, તેને ન્હાના કે મ્હોટા પ્રસંગે ઠગવાનો ઉદ્યોગ કરવો તે તો મારા મનમાં મનુષ્યરૂપી જે મ્હોટું રાજ્ય તેની સામે દગો કર્યા બરોબર છે. છળભેદ કરવાથી વિશ્વાસ તૂટેછે અને પરમાર્થનું મીંડું વળેછે. જ્યારે પેલા વિદ્વાનને માલમ પડશે કે, તમે દેખાયા તેવા નથી, ત્યારે જે માણુસ પોતાની બુદ્ધિનું ભાન છતાં તેના કરતાં હલકી બુદ્ધિના માણુસો તેને ઠગેછે, એવું તેને માલમ પડયાથી તેના જેટલો દ્વેષ તેને લાગશે; અને કદાચ એવો અવિશ્વાસ તેનામાંથી કદાપિ ન ગયાથી સલાહનો સ્વર બંધ પડશે,

અને ભિક્ષાની મુઠી વાળેલી રેહેશે; અને પછી તમે માણસોના ઉપર પરમાર્થની શક્તિ પાછી કયાંથી આણી આપશો ?" આનો કંઇ જવાબ વળાયો નહી; અને ઈમ્લાકના મનમાં એવું આવ્યું કે, તેઓની હોંસ નરમ પડશે, પણ બીજે દીવસે પેંકયુઆએ એક નવી ખરી યુકિત શોધી કહાડી; તે એક તો, આરબને ત્યાં જે અભ્યાસ શીરૂ કરેલો હતો હતો તે અભ્યાસ ચલાવવાને માટે તે ખગોળવેત્તાની પરવાનગી માગશે. પછી રાજપુત્રી પણ તેની એક જોડીયણ થઇને આવશે અથવા કે બહારથી એકલાં અવાય નહી માટે તેને સાથે લેઇ જવી. ઈમ્લાકે કહ્યું. "તમારી સોબતથી તે જલદીથી કંટાળી જશે. જે માણસે ઘણો અભ્યાસ કરેલો હોયછે તે પોતાની વિદ્યાના મુળતત્વો વારેવારે એકનાં એક શિખવવાને ખુશી નથી, અને મારી ખાતરી નથી, કે એવાં મુળતત્વોમાં પણ પોતાના વિચારો ને દૃષ્ટાંતો સાથે જે શિખવશે, તે સાંભળીને તમે પણ શિખી શકશો." પેંકયુઆએ કહ્યું કે, "તે અમે અમારૂં કરી લેઇશું, તમારે તો હમને ત્યાં લેઇ જવાં. તમે જાણોછો તે કરતાં મારામાં વધારે જ્ઞાન છે, અને તેના મત સાથે હમેશાં હાજી હા, કહ્યાથી તે છે તેના કરતાં વધારે છે એવું દેખાડીશું."

આ ઠરાવ પ્રમાણે ખગોળવેત્તાને કહ્યું,–"કે કોઇ એક પરદેશી બાઈ જ્ઞાન શોધમાં રખડતી આવેલી છે, તેણે તમારૂં નામ સાંભળ્યું છે, તેથી તમારો શિષ્ય થવાને ઈન્તેજાર છે." આ નવાઇની વાત સાંભળી એકદમ તેને વિસ્મય અને હોંસ ઉત્પન્ન થઇ અને થોડોએકવાર વિચાર કરીને તેને દાખલ કરવાનું કબુલ કર્યું. ત્યાર પછી બિજા દહાડા સુધી મન ધીરજ પકડી શક્યું નહીં. પેલી બાઇડીઓ સારા ઉમદા પોશાક પેહેરીને ઈમ્લાકને સાથે લેઇને ખગોળવેત્તાને ત્યાં ગઇ. એ પણ આવા ભભકાદાર માણસોના સન્માનપૂર્વક પોતાની પાસે આવતાં જોઇ ઘણો ખુશી થયો. પેહલાં વિવેક કરતાં તો તે જરા શરમાયો અને જરા ધાસ્તી રહી; પણ જ્યારે વાત બહાર પડી એટલે તેનું પાછું મંન ઠેકાણે આવ્યું; અને ઈમ્લાકે જેવું વર્ણન કર્યું હતું તેવો ગુણ દરશાવ્યો. પેંકયુઆને પુછ્યું કે "તારી મરજી ખગોળ જોવાની કેમ થઈ તે ઉપરથી બિરેબિડ આગળ

જે તેનો વૃતાંત્ત બનેલો હતો તે અને આરબના બેટમાં શી રીતે તેનો વખત જતો હતો તેનું વર્હુન બધું કહી સંભળાવ્યું. તેણે સારી અને સુશોભિત રીતે પોતાની વાત કહી અને તેણે બોલીચાલી સાંભળી તેનું મંન રંજન થયું. ત્યાર પછી ખગોળપર વાત પાછી ફરી; પેંકયુઆએ પોતાને આવડતું હતું તેટલું બધું જણાવ્યું. તેની બુદ્ધિ જોઈ મહા ખુશ થયો; અને આમ જે અભ્યાસ કરેલો તે મુકી ન દેવાને આગ્રહ કર્યો.

તેઓ પછી વારેઘડીએ આવતાં હતાં, અને દર વખત વધારે માન પામતાં હતાં. પેલો વિદ્વાન તેઓ વધારે વાર રહે માટે તેઓની સંગતથી તેના વિચાર વધારે તેજસ્વી થતા હતા; અને જેમ એઓને બોલાવા લાગ્યો તેમ તેમ હળવે હળવે એકાંતના વાદળરૂપી વિચાર જતા રંહેવા માંડયા; ને તેઓના ગયા પછી જ્યારે પાછો પોતાની રૂતુઓ બેસાડવાના અસલ ધંધામાં પડતો, ત્યારે મહાખેદ તેને પ્રાપ્ત થતો હતો. રાજપુત્રી અને તેની સખી કેટલાક મહિનાસુધી તેના હોઠપર લક્ષ રાખતાં હતાં, પણ તેના મ્હોમાંથી એકું શબ્દ એવો નિકળતો નહી કે, જે પરથી તેઓની ખાતરી થાય કે, તેનામાં પરલૌકિક કામનો વિચાર રહ્યો છેજ નહીં; તે જણાય માટે તેને મ્હોડે તે વાત કેહેવડાવવાને તેઓ હમેશાં યુક્તિઓ કરતી હતી, પણ તેઓના ભાગ્યમાંથી તે હમેશ છટકી જતો, અને જેની પાસથી તેને વળગે તેમથી નાશી જવાને બીજી વાત કહાડતો. જ્યારે તેઓનો ધરવટ વધી ગયો ત્યારે ઈમ્લાકને ઘેર તેને બોલાવી અને તેને અતિઆદર આપી તેની આગતા સ્વાગતા કરતાં હતાં. પછી તે હળવે હળવે સંસારી સુખમાં આનંદમય થવા લાગ્યો. એ વેહેલો આવી મોડો જતો, તે ખંતથી અને મંજુરીયત રાખી વ્હાલો થવાના પ્રયત્ન કરતો હતો, તેની ગરજ રહી માટે નવા નવા હુન્નરો દેખાડી તેઓમાં ઊત્કંઠા ઉપ્તન્ન કરતો અને જયારે તેઓ શોધ અથવા સેહલ માટે બહાર પ્રવાસમાં જાય ત્યારે તેઓની સાથે તે જવાને આજ્ઞા માગતો. તેના પ્રમાણિકપણાને ડાહાપણનો ઘણો અનુભવ મળ્યાથી રાજપુત્ર અને તેની બેહેનની ખાતરી થઇ કે, એની તરફની કંઇ ધા-

સ્તી નથી, અને તેને જે આટલો બધો વિવેક બતાવવામાં આવ્યો છે; તેથી તે ખોટી આશા ન રાખે માટે પોતાની ખરી હાલત ને પ્રવાસની મતલબ તેણે કહી દીધી, અને "સત્ય માર્ગ" બાબત તેનો વિચાર તેણે પુછ્યો. તે મુનીએ કહ્યું કે, "સંસારના ન્હાના ન્હાના પ્રકારો જે તમારી રૂબરૂ જોવામાં આવે છે તેમાંથી કયો તમારે પસંદ કરવો, તે બાબતની બોધ કરવાની મારામાં શકિત નથી. હું એટલુંજ કહુંછું કે, મેં ખોટો માર્ગ ધારણ કર્યો છે. મેં અનુભવ વિના વિદ્યાભ્યાસમાં તથા જે શાસ્ત્રો ઘણાંખરાં આડી રીતે માણસના ઉપયોગમાં થાય, તેનાં જ્ઞાન મેલવવામાં મેં મારો વખત ગાળ્યો છે સંસારનું સુખ ખોઇને મેં જ્ઞાનનું સંપાદાન વ્હોરી લીધું છે, અને એથી સ્ત્રીની પ્રિયકર મધુરતા ખોઇ ભર સંસારના સુખનો લાહાવો લીધો નથી. બિજા વિદ્યાર્થીઓ કરતાં મને જો વિશેષ હકો મળ્યા હશે તો તેમાં તેવાંજ ભય, અસુખ અને વેહેમ વધતાં ગયાં છે; પ-

આ ગુણો ગમે તેવા હશે તોપણ દુનિયા સાથે વધારે પ્રસંગ પંડવાથી મારા વિચાર ફર્યા છે, ત્યારથી તેઓની સત્યત્તાનો મને શક આવવા લાગે છે. જયારથી થોડા દિવસમાં આ મનોરંજન વિદ્વત્તામાં હું પડયોછું ત્યારથી મારા મંનમાં એવું થઇ આવે છે કે, મારી બધી શોધોનો અંત આખરે ભુલાવો છે, અને મેં ઘણું સહન કર્યું છે, અને તે સહન વ્યર્થમાં કર્યું છે."

આ મુનીની બુદ્ધિ તેના વાદળામાંથી આમ ફાટી નિકળતી જોઇને ઈમ્લાક મગ્ન થયો અને તેથી પાછો તેનામાં વિવેક બુદ્ધિનો અસલ અમલ બેસે માટે એ બાબત ઉપર તેનું લક્ષ રહ્યાથી ગ્રહાદિને અમલમાં રાખવાનું કામ તેના મનમાંથી નિકળી જાય ત્યાંસુધી, તેને રોકવાને તેણે નિર્ણય કર્યો. એ દિવસથી એ ખગોળવેત્તાને વધારે ઘરવટમાં લીધો, અને પોતાના વિચાર તથા રમત ગમતોમાં વધારે સામેલ કરવા લાગ્યા. અદબે કરીને તેનું જ્ઞાન ઠેકાણે રહેતું હતું, તથા રાસેલાસની ઝડપે કરીને કોઇ પણ ગાળો બાકી રહેતો નહોતો,–હમેશાં કાંઇ કાંઇ કરવાનું રેહેતું. આખો દહાડો જાય તેમાં જે અવલોકન કરવામાં આવે તેમાં રાત્રે વિવાદ કરવાને પ્રસંગ પડતો અને બિજા દહાડાનો વિચાર કરી રાત્રનો વખત પુરો કરતા.

પેલા મુનીએ ઈમ્લાકની આગળ કબુલ કર્યું કે જ્યારથી દુનિયાની મનોરંજક ધામધુમમાં હું પડયો, અને મારો કાળ અનુક્રમે ગમતોમાં રોકાતો હતો ત્યારથી મારા મંનમાંથી હળવે હળવે અહાદિક વિશેની સતાનો વિચાર ઓછો થવા લાગ્યો છે; તથા જે વિચાર બિજાની રૂબરૂ મારાથી સિદ્ધ થાય નહી, તથા જે કારણોમાં વિવેકબુદ્ધિનો અંશ નથી તે કારણો હાલ મને બદલાતાં માલમ પડે છે. તે વિચારની પર થોડો હું ભરોંસો રાખુંછું. તે કહેવા લાગ્યો કે,–"કોઇ કોઇ વખત થોડી ઘડી હું એકલો પડુંછું ત્યારે એ મારો સજ્જડ વિચાર મારા મંનમાં પાછો ઉઠી આવે છે, અને મારી બુદ્ધિનું કોઇએક જબ્બર શક્તિને લીધે ત્યારે કંઈ ચાલતું નથી; પણ રાજકુંવરના સંવાદથી ઝટ છુટાં પડી જાય છે, અને પેંકયુઆને આવતાં જોઈને તતક્ષણ તેમાંથી હું મુક્ત થાઊં છું. જે માણસ હમેશાં ભૂતોથી બીહીતો હોય તે માણસની આગળ દીવો લાવી તેનું સમાધાન કરાય છે, તથા અંધારામાં જે ભયથી તેને પીડા પ્રાપ્ત થતી હતી તે ઉપર જેમ આશ્ચર્ય પામે છે, તથાપિ જો તે દીવો ઓલવી નાખ્યો હોય તો તે જાણે છે કે જ્યારે ત્યાં અજવાળું થશે કે તે કંઇ દેખાશે નહીં, તે છતાં પણ પાછો મનમાં બીહે છે. તેવો હું થયો છું. વળી કોઈ કોઇ વખત મને એમ પણ ધાસ્તી લાગે છે કે, રખેને આમ ચેનમાં રહ્યાંથી હું અપરાધી થતો હોઉં અને જે કામ મારે હસ્તક સોંપેલું છે; તે આપખુદીથી હું કરતો ના હોઉં. હું જાણી જોઇને જાણેલી ભુલમાં ચાલ્યા કરૂં અથવા આવા પ્રકારના સંશયી કામમાં મારા સુખઅર્થે દૃઢ થઇ પડું તો મારો અપરાધ કેવો ઘોર કહેવાય!"

ઈમ્લાકે જવાબ વાળ્યો, "જે રોગની સાથે અપરાધની ધાસ્તી મળેલી રહે છે, તે રોગના જેટલો બિજો વિકટ કલ્પનાનો રોગ નથી. તે વખતે અંતઃકરણ અને કલ્પના બે માંહોમાંહે આપણા ઉપર અમલ કરે છે, અને એક એક એવી રીતે ખશી જાય છે કે, એકના તરફના ભુલાવણા બિજાની આજ્ઞાઓથી પારખી શકતા નથી. જો કલ્પનાને લીધે નીતિના તથા ધર્મના વિચારો આવે ત્યારે મંનને હાંકી જાણે દુઃખ થતું હોય તેમ તે મનને હાંકી

દે છે, પણ જ્યારે ધર્મનું રૂપ લેઈને વૈરાગના વિચારો આવે છે ત્યારે તેઓ મંન શક્તિના ઉપર મજબુત દોરથી બેસે છે; કારણ કે તેઓને દૂર કરવાનો અથવા મંનમાંથી કાહાડી નાંખવાનો આપણા મનમાં અંદેશો રેહે છે, એજ માટે વેહેમી લોકો હંમેશાં વૈરાગી હોય છે; વૈરાગી ઘણું કરીને હમેશાં વેહેમી હોય છે. પરંતુ આવા બીકણના વિચારોથી તમારી ઉત્કૃષ્ટ બુદ્ધિને નાકૌવત થવા દેવી નહીં, જેટલી ફરજની સંભવતા તે પ્રમાણે કસુરનું ભય રહે છે. હવે એ ફરજ જેમ તમોને જણાઈ આવશે કે, તે કુછ નથી અને જે કંઇ છે તે દહાડે દહાડે ઓછી ઓછી થતી જાય છે. વખતે વખતે બ્હારથી અજવાળું પડતું જાય છે તે અજવાળામાં તમારૂં હૃદય ખુલું મુકો. જ્યારે મંનના અંદર અંદેશા ઉત્પન્ન થતા જાય ત્યારે, અને જે તમારા નિરાંતના વખતમાં તમને ખોટા માલમ પડે તે વખતે તેનો વિવાદ કરવા ઉભા રેહેવું નહીં, પણ કંઇ કામમાં રોકાવવું, તથા પેંકચુઆ પાસે આવવું, તથા આ વિચાર હમેશાં રાખી મુકવો કે, માણસોના સમુદાયમાં તમે એક કિંચિત બરોબર છો; તથા તમારામાં એવાં કંઇ સદાચરણ કે દુરાચરણ નથી કે, તમોને એકવગા કરી કૃપા અથવા દુઃખ કરે."

---

## પ્રકરણ ૪૭ મું.

### રાજકુંવર આવીને નવી વાત કહાડે છે.

પેલા ખગોલવેત્તાએ પ્રતિઉત્તર વાળ્યો કે, "આ બધાનો મેં ઘણી વખત વિચાર કર્યો છે, પણ એક એવો જબરદસ્ત વિચાર ઘણા દિવસથી મનમાં પેસી ગયો હતો કે, તેના આગળ બુદ્ધિ નાકૌવત થઇ ગઇ તેથી તેને તેનો ભરોંસો રહ્યો નહી. હવે મને ખબર પડવા લાગી છે કે, આમ મનમાંને મનમાં વિચારો રાખી મેં મ્હારૂં સુખ ખોયું તેમાં મ્હોટી ભુલ કીધી, પણ વૈરાગી અને શોકાતુર માણસો બિજાને પોતાના મનની વાત કહેતાં પાછા હઠે છે, તથા આ મ્હારૂં દુઃખ કહેવાને મને આગળ કોઇ માણસ

મળી આવ્યું નહીં; કેમકે, જો મળી આવ્યું હોત તો, મારા મનનું નિવારણ થાત. તમે સેહેલથી ગાંજ્યા જાઓ એવા નથી તથા બિજાઓને છેતરવાને તમને કંઈ હેતું અથવા મતલબ છે નહીં, માટે તમારા ને મારા વિચાર મળતા આવતા જોઇ હું બહુ ખુશી થાઉંછું. હવે મને આશા છે કે આટલા દહાડા મારા મનમાં અંધકારરૂપી વાદળાં ચઢેલાં રહેતાં હતાં તે થોડા દિવસમાં અનેક બાબતોમાં ચિત્ત ઘાલવાથી નિકળી જશે અને મારૂં બાકીનું આયુષ્ય નિરાંતમાં ગુજરશે.”

ઈમ્લાકે કહ્યું, “તમારૂં જ્ઞાન અને ધર્મ જોતાં તમે આશા રાખો છો તે વ્યાજબી છે.”

એટલે રાસેલાસ રાજકુંવરી ને પેંકયુઆને લેઈને અંદર આવ્યો, અને આવતા દિવસને માટે તેઓએ ગમતની શી તદબીર કરીછે તેની તલાસ કીધી. નિકાયા બોલી કે, “સંસારનું ડોળ એવું છે કે, ફેરબદલી વગર કોઈ સુખી થતું નથીઃ વળી ફેરબદલી જાતે કંઇજ નથી. જયારે એક વખત ફેરબદલી થઇ કે પાછું ફરીને ફેર બદલી કરવાનું મન થાય છે. દુનિયાનો કંઈ પાર હજુ સુધી આવ્યો નથી, માટે આગળ ન જોયલું તે કાલે નવું માટે જોવું જોઇએ.” તેનો રાસેલાસે ઉત્તર વાળ્યો કે, “સંતોષને માટે અનેકતા એવી તો જરૂરની છે કે, તેની તે મોજ મજા જોઈને સુખાશ્રમમાં પણ મને કંટાળો પેદા થયો. તથાપિ જયારે “સેન્ટ એન્થેનીના” ખાખીઓને એકજ સરખામાં જન્મારો કાઢવો ને તેમાં કંઈ બબડાટ કરવો નહીં; એવું તેઓમાં જોઈને મારા આકરા સ્વભાવ ઉપર મારી જાતે વાંક કહાડવા લાગ્યો” ઈમ્લાક બોલ્યો, “એ ખાખીઓ પોતાના ચુપોચુપ મઠમાં, આબિસિનિયાના રાજાઓ પોતાના સુખી કેદખાનામાં જેવા દુઃખી છે, તેનાથી આ લોકો પોતાના મઠમાં થોડા દુઃખી છે. આ ખાખીઓને જે જે કરવું પડે છે, તેમાં તેઓને પ્રેરણા કરવાને વ્યાજબી તે કરતાં (વધુ) કારણો છે. તેઓની મેહેનતથી તેઓને જે જોઇએ તે મળી આવે છે, તે માટે તે તેઓથી છોડાતી નથી, પણ ઉલટો તેથી સારો બદલો મળે છે. તેઓની ભકિતએ કરી પરલોકના લાયક તેઓ બનતા જાય છે; અને

આ લોકનું સાર્થક કરતાં પરલોક તરફ જવાનું મનમાં યાદ રહે છે. તેઓનો વખત બરોબર કરી મુકેલો હોય છે, એક કામ પછી બીજું કામ આવે છે માટે તેઓને કંઇ વાતે ગભરાટ પણ નથી, અથવા બેદરકારી સુસ્તિના અંધારામાં અથડાવું પડતું નથી. નિયમિત ઘડીએ નિયમિત કામ કરવાનું હોય છે, અને ભક્તિનાં કામો કરવાથી અનંત સુખની પ્રાપ્તી વેહેલી થશે એવું તેઓ સમજે છે માટે તેઓને કષ્ટથી આનંદ થાયછે." એટલે નિકાયા બોલી ઉઠી કે, "વૈરાગીના સંપ્રદાય બિજા બધાઓ કરતાં વધારે પવિત્ર અથવા પુર્ણ હોયછે. જે છચોક રીતે માણસોમાં ભળેછે તેઓ દુઃખી લોકો દાન કરી સુખી કરે છે. અજ્ઞાની લોકોને પોતાનું જ્ઞાન શિખવે છે, અને પોતાના ઉદ્યમ વડે સૌ લોકનું સુખ વધારે છે, તેને પણ તેવીજ પરલોકમાં મળવાની આશા રહેતી નથી ? પછી મઠમાં રહીને જે શરીરને કષ્ટ કરવા પડેછે તે તેનાથી ન થાય અને જેવી હાલતમાં પોતે હોય તે હાલતમાં જે નિર્દોષ સુખો આવેલાં હોય તેનો ઉપભોગ કરે તો શું થયું ?"

ઇમ્લાક—"આ બાબતમાં ઘણાં વર્ષ થયાં જ્ઞાની લોકોમાં મતવાદ ચાલેછે, અને સારા લોકોને કંઇસુજ પડતી નથી. એક તરફે મત આપવું તે તો મારે તો જરા મુશ્કેલ છે. મઠમાં સારી પેઠે રહે તેના કરતા દુનિયામાં રહી સારી પેઠે રહે તે વધારે સારો, પણ કદાચ પ્રત્યેક માણસને સંસારી માયા અટકાવવાની શકિત હોતી નથી અને જો તેનાથી (જીતેન્દ્રિય)ન થાય તો તેને ન્હાશી ખુણે ભરાઇ બેસવું જોઇયે. કેટલાએકોથી સારૂં થતું નથી તેમ તેઓથી દુર્ગુણ સામે પણ થવાતું નથી. ઘણાઓ દુઃખ સંગાતે અથડાઇને થાકી ગયલા હોયછે. તથા જે માયામાં વ્યર્થ રહ્યા તે માયાનો ત્યાગ કરવાને વધારે રાજી રહેછે; ને વળી બીજા ઘણાઓને રોગને બળે કરીને સંસારનાં મહા કષ્ટિત કામોથી મોકલા કરવામાં આવે છે. મઠોમાં નબળા અને બિકણોને સારી રીતે આશરો મળેછે. થાકેલાઓને નિરાંત થાય છે, અને પ્રાશ્ચિતવાળાઓને મગન કરવાનું મળે છે. આવી એકાંત બંદગી અને સમાધાનીના સ્થળમાં માણસના મનની અનુકુળતા એવી આવી રહેલી હોયછે કે, એવો કોઈ મા-

ણુસ નહી હોય કે જેણે આવા પવિત્ર તપમાં પોતાના જેવા થોડાક ભાવિક માણુસો સાથે જન્મારો પુરો કરવાનો વિચાર કર્યો નહી હોય." પેંકયુઆએ કહ્યું; "આવો મારો વિચારતો ઘણા દિવસથી થયો છે અને મેં રાજકુંવરીને બોલતાં સાંભળી છે કે, તેની પણ મરજી લોકોમાં ભળવાની નથી.

ઈમ્લાક.—"નિર્દોષ મોજો વાપરવાથી કંઇ શક રહેનાર નથી, તથાપિ કંયી મોજો • નિર્દોષ છે તે શોધી કહાડવું પડશે.

નિકાયા—જે કોઇ મોજનાં દુઃખ સમજે (કલ્પે) છે તે ખુદ કરવામાં નથી, પણ તે પરિણામમાં છે. મોજ જાતે નિરદોષ છે તોપણુ જે જે હાલત આપણે જાણીયે છૈયે કે થોડા દિવસની અને જાણવાની છે તે હાલત ઉપર ચુસ્ત થવાથી તથા જે વિચારોએ કરીને મૂળની પાસે વધારે આવતા જઇયે છીયે, અને જેનો કોઇ કાળે પણ છેડો આપણે જોનાર નથી તે વિચારમાંથી મુકત થવાથી તે મોજ નુકશાનકારક થાયછે. દેહ કષ્ટ કરવું એમાં કંઇ પુન્ય નથી અથવા તેમાં કંઈ બિજો ઉપયોગ નથી, પણ એટલોજ ફાયદો છે કે તે વડે ઇંદ્રિઓના મોહમાંથી આપણે નિકળી જઇયે છીએ; પરલોકના સંપુરણુ સુખની જે આપણે બધા આશા રાખીયે છીયે તેમાં નિર્વિઘ્ન સુખ તથા અચલ નિશ્ચયતા આવી મળશે."

રાજકુંવરી તો સ્તબ્ધ થઇ ગઇ અને રાસેલાસ પેલા ખગોળવેતા તરફ મ્હોં કરીને તેને પુછે છે કે, જે અગાડી તેણીના જોવામાં ન આવ્યું હોય એવું કંઇ બતાવી તેને વૈરાગ લેતાં અટકાવવાની કંઈ યુકિત છે? એ મુની બો-લ્યો કે, "તમારી હોંસ એવીતો સાધારણુ છે ને તમારા જ્ઞાનની શોધ એટલી તો જબર છે કે, હવે નવી વાતો સેહેલથી શોધી કઢાતી નથી; પણ જે જીવતાં માણુસોથી નહી તે મુએલાં માણુસોથી તમોને મળી અવશે. આ દેશમાં જોવા જેવી ચીજોમાં "કયાટે-કોમ્બ્ઝ"*

* પ્રેતવાસની ભૂમી-ભોયરૂં છે, જ્યાં ઇજીપશિયન લોકો પોતા-તાના મરણુ પામેલાઓને સાચવી રાખતા હતા. એ જગ્યા અદ્યાપિ કેરો નજીક છે.

એટલે કે જે જગ્યાઓમાં અસલના જમાનાના લોકોને રાખી મુકેલા છે, એવાં અસલી ભોંયરાં છે, ને તે ત્યાં તેઓને જે પેટ ચીરીને રસ ભરેલો છે તેથી તેમનાં શરીર જરા કરમાયાં નથી. **રાસેલાસ** બોલ્યો કે, ક્યાટે-કોમ્બ્ઝ જોવાથી શી ગમત થશે તેની મને ખબર નથી; પણ હાલ કંઈ બિજું જડી આવતું નથી માટે મારી હા છે કે, ત્યાં જોવાને જવું, અને બીજી ઘણીએક ચીજો કંઈ ધંધો નમળેથી કરવી પડેછે તેમાં આ પણ હું ગણીશ."

ચોકી-પોહોરા માટે સ્વારો રાખીને બિજે દિવસે તે 'ક્યાટે-કોમ્બ્ઝ' જોવાને ગયા. એ મસીદોના ભોંયરામાં તેઓ ઉતરવા લાગ્યા એટલે, રાજકુંવરીએ કહ્યું કે, હે **પેંકયુઆ** આપણે પાછાં મૃત્યુ લોકના રેહેઠાણમાં જઇએ છૈયે, માટે હું જાણુંછું કે, તમે ખેમ કુશળ રહેજો." એટલે **પેંકયુઆ** બોલી, "ના હું તો નહીં રહેવાની, હું તમારી તથા રાજકુંવરની વચમાં ચાલીશ."

પછી તેઓ બધાં નિચે ઉતર્યા અને એ પૃથ્વિ નિચેના બધા ભોંયરામાં આશ્ચર્યપુર્વક ફરી વળ્યાં, અને ત્યાં બંને બાજુએ મુડદાંઓને હારબંધ ગોઠવેલાં હતાં.

---

## પ્રકરણ ૪૮ મું.

## જીવ વિષે વિચાર.

**રાજપુત્ર** બોલ્યો કે, "કેટલાક લોકો અગ્નિદાહ કરે છે, કેટલાક પૃથ્વિદાહ કરે છે—સારાંશ એકે, બધા લોકો તેઓની પછવાડે ઉતરક્રિયા થઇ રહી કે, તેનું નજર આગળથી વિસરજન થઈ જાય એવું બધા લોકો કરે છે, એવું છે ત્યારે-મિસરના લોકો આ પ્રમાણે આટલો બધો ખર્ચ કરી સાચવી રાખે છે તેનું કારણ શું હશે?"

**૨. ઇમ્લાક**—"અસલના રિવાજોનાં મૂળ ઘણાંખરા ખબર હોતાં નથી; કેમકે ઘણી વખત, કારણ ન હોય તોપણ ચાલ ચાલું રહે છે, અને વેહેમી ક્રિયાઓ, બાબત જે વિચાર કર્યો તે વ્યર્થ

છે; કેમકે, જે બુદ્ધિ વડે ઉત્પન્ન થયું નથી તેનો ખુલાસો બુદ્ધિવડે થનાર નથી. મારો વિચાર ઘણા દિવસ થયાં એવો થયો છે કે, આમ મુડદાં સાચવી રાખવાનો રિવાજ ફક્ત સગાં અથવા મિત્રોના મુડદાંના ઉપર માયાને લીધે છે, અને આ વિચાર મને વધારે પસંદ છે તેનું કારણ એકે. આવી કાળજી ઘણાઓને હોય, એવું સંભવતું નથી. જો કેટલાં બધાં મરી ગયાં તે બધાંઓને આમ સાચવી રાખ્યાં હોય તો, આજે તેઓનાં મકાનો જીવતાં માણસનાં મકાનો કરતાં વિશાળ થઈ પડયા હોત. હું ધારૂં છું કે, ફક્ત પૈસાદાર અને આબરૂદાર લોકોનેજ પ્રથમ આ પ્રમાણે ગળવા ન દેતા હતા, અને બાકીનાઓને તો, સૃષ્ટિના નિયમ પ્રમાણે, થવા દેતા હતા. વળી ઘણા લોકોનો એવો પણ વિચાર છે કે, મિસરના લોકો જ્યાં સુધી શરીર જેવું ને તેવું રહે ત્યાંસુધી જીવનો ક્ષય નથી, એવું માનતા હતા, અને તે માટે મૃત્યુને ઠગવાને આમ તેઓએ યુક્તિ કીધી હતી."

**નિકાયા.**—"પેલા ડાહ્યા મિસરના લોકોના જીવ વિષે આવો જાડો વિચાર હોય? જો જીવનો એક વખત શરીરથી સંબંધ તુટે, તે ત્યાર પછી પણ રહી શકે છે તો, ત્યાર પછી શરીરથી તેને મળવાનું અથવા જવાનું શું રહ્યું?"

ખગોળવેત્તા બોલ્યો; "બેશક મિસરના લોકો જ્યારે ધર્મનું અંધેર હતું ત્યારે અને જ્ઞાનનો પ્રમોદય હતો ત્યારે એ લોકો એવો ખોટો વિચાર રાખે તેમાં નવાઇ નથી. હાલ આટલો બધો જ્ઞાનનો ઉજેશ થયો છે, તોપણ જીવ એ શું છે તેની ભાંજગડ ચાલે છે. કેટલાએકો એવું કહેછે કે, જીવ દષ્ટિગોચર હશે, પરંતુ તેઓ એમ પણ માને છેકે, તે અમર છે.

ઇમ્લાકે ઉત્તર વાળ્યો:—"કેટલાક એમ પણ કહી ગયા છે કે, જીવ એ દષ્ટિગોચર પદાર્થ છે, પણ મારા ધ્યાનમાં ઉતરતું નથી કે જે માણસમાં વિચાર કરવાની શક્તિ છે, તે માણસે એવો તર્ક કર્યો હોય; કેમકે બુદ્ધિના અનુમાનથી સિદ્ધ થાય છે કે, મંન દષ્ટિગોચર પદાર્થ છે. અને તેમજ આપણા જોવા પ્રમાણે અને શાસ્ત્રોના શોધ પ્રમાણે એવું પણ નિકળી આવે છે કે, દષ્ટિગોચર પદાર્થ જાણ્યામાં આવ્યા

વગર રહે નહી. કોઈએ એમ વિચાર કર્યો નથી કે, દૃષ્ટિગોચર પદાર્થમાં વિચાર કરવાની શક્તિ રહી હોય; અથવા કે દરેક રજ તે વિચારવંત પ્રાણિ હોય છે. હવે પદાર્થોના હરકોઇ ભાગ વિચાર રહિત હોય તો કયો ભાગ આપણે માનવો કે વિચાર કરે છે. એને પદાર્થથી ભિન્ન પદાર્થને આકૃતિ, ઘટપણું, મહત્વ, ગતિ, અને ગતિની દિશાથી જુદો સમજાય છે, ત્યારે આમાંના સંયુક્ત અથવા વિયુક્ત ક્યા ભાગને લાગણુ શક્તિ લાગેલી હોયછે? ગોળ કે ચોકું, નક્કર કે પ્રવાહી, મ્હોટું કે ન્હાનું હોવું, ધીમે કે ઝડપથી આમ તેમ હાલવું એ બધાં દૃષ્ટિગોચર પદાર્થનાં અનેક રૂપ જાણવાં, અને એ સઘળાં વિચાર શક્તિના સ્વભાવથી ઉલટાં હોય છે. જો પેહેલાં પદાર્થમાં વિચાર રહેતો નથી, તો તેમાં વિચાર શક્તિ આણવાને કંઇ નવો ફેરફાર કરવો જોઇએ છૈયે, પણ તેનાજ ફેરફારો કર્યાથી તો વિચાર શક્તિનો સબંધ આવી શકતો નથી."

૬. ખગોળવેત્તા—"પણ 'મટીરિયાલિસ્ટ'* તો એવું કહેછે. કે, પદાર્થમાં જે ગુણોછે તે આપણા જાણ્યામાં આવ્યા નથી."

ઇમ્લાક.—"જે પુરૂષ જે પોતાના જાણુવામાં નથી એવું કંઇક હોય, માટે પોતાને ખબર છે તેથી વિરૂદ્ધ નિશ્ચય કરવો, જે માણુસ માન્ય કરેલી સત્યતાની વિરૂદ્ધ સંભવિત પ્રશ્નો લાવીને મુકે એવા પુરૂષોને વિચારવંત ગણુવા નહીં. પદાર્થોને વિશે જે આપણે જાણીએ છૈયે, તે એછે કે પદાર્થ જાતે જડછે, નિરજીવછે અને રૂપહીણુ છે. અને એ સિદ્ધતા ખોટી ઠરાવવાને વાસ્તે જે આપણે જાણુતા નથી, એવું કંઈક બતાવેતો મનુષ્ય બુદ્ધિને અનુકુળ આવે તેટલો બધો પુરાવો આવી ચુકયો સમજવો. જે જણાયલું નથી તેની સાહાયતાથી જે આપણે જાણીએ છીએ, તે ખોટું ઠરાવવામાં આવે તો કોઇ પણ પ્રાણી સર્વજ્ઞ પણ સિદ્ધતા કશી વાતની મનમાં કરી શકે નહીં."

---

* અનાત્મવાદીનેજ મટીરિયાલીસ્ટ કહે છે. યૂરોપમાં હજી અનાત્મવાદીઓ છે, અને તેઓ ચાર્વાકમતને મળતા છે. આલોકનુંજ સુખ તેજ સત્ય, પરલોક નથી, જીવ નથી, પાપ પુણ્ય નથી. શ્રાદ્ધાદિક ક્રિયા નથી એ તેમનો સિદ્ધાંત.

ખગોળવેત્તા.—"આપણે અહંકારી થઈને આમ સર્વ શક્તિમાન કિરતારની શક્તિને ઓછી કરતા નથી?"

કવિ.—"એક ચીજ બીજી સાથે બેસતી નથી આવતી એવું ધારવું, એકજ સિદ્ધાંત એકજ વખતે ખરો અને ખોટો હોયજ નહીં, અને એકજ સંખ્યા એકજ વખતે એકી ને બેકી થાયજ નહીં, અને જેમાં વિચાર શક્તિ મુકેલી નથી તેમાં વિચારશક્તિ અણાયજ નહીં એ ધારવું એમાં સર્વ શક્તિમાનના બળનો ઘટાડો થતો નથી."

નિકાયા.—"આ બાબતના વાદનો બહુ ઉપયોગ હોય એમ હું સમજતી નથી. મારા વિચારમાં તો તમે પુર્ણ રીતે સિદ્ધ કર્યુંછે તેમ હોય તો એ દૃષ્ટિઅગોચરપણું હોય ત્હાં તેની સાથે અમરપણું લાગેલું પણ હોવું જોઇએ?',

ઈમ્લાક.—"દ્રષ્ટિઅગોચરપણા વિશે આપણા વિચાર બધા નકારના છે, અને તે માટે તેનું બરોબર ઠેકાણું નથી. દ્રષ્ટિઅગોચર-પણું જ્યાં હોય ત્યાં નિરંતર અક્ષયપણું હોવું જોઇએ, કેમકે ત્યારે ક્ષયતાનાં બધાં કારણો મુક્ત થયેલાં હોયછે; કેમકે જે નાશ થાયછે તેતો, તેનું ખોળીયું અને તેના ભાગો છુટા પડવાથી થાયછે, અને જેને અંગ નથી માટે કંઇ છુટું પડવાનું છેજ નહીં ત્યારે તેને ક્ષીણુતા થવાનું સંભવતાપણું પણ આપણા ખ્યાલમાં આવતું નથી."

રાસેલાસ.—"મારા ખ્યાલમાં તો આકાર વિનાનું કંઇ આવતું નથી અને જેને આકાર હોય તેનો ભાગ હોય, અને ભાગ હોય ત્યારે તેની નાસ્તી પણ હોય."

ઈમ્લાક.—"તમારા **વિચાર** ઉપરજ જુવો એટલે તમારી શંકા ઓછી થશે, તમને આકાર વિનાના પદાર્થ જડી આવશે. 'માન્સીક આકૃતિ' પણ દૃષ્ટીગોચર પદાર્થના જેવી વાસ્તવિક પદાર્થ છે, પણ એ મનસ્વી આકારને કંઇ મહત્વ હોતું નથી. જ્યારે તમે પિરેમિડ બાબતનો વિચાર કરોછો ત્યારે તમારી નજર આગળ જેવી ખરેખરી ઉભી કરેલી હોય એવી તમે જુવોછો, એવોજ પિરેમિડનો વિચાર તમારા મનની અંદર આવેછે, તેમાં શક નથી. હવે, એ પિ-રેમિડનો વિચાર મનમાં કેટલી જગા રોકેછે? એક તલપુર પણ

નહીં. અથવા હવે એ બે વિચારને તોડી કેમ નંખાય? જેનાં ફળ તેવાં કારણ હોવાં જોઇએ. જેવો વિચાર તેવા વિચારની શક્તિ છે. એટલે કે એ શક્તિ અગોચર અને અવિભાજ્ય છે."

**નિકાયા**—"પણ જેનું નામ દેતાં મને કંપારી છુટેછે તે પુરૂષ જેણે જીવ મુકેલોછે તેનો નાશ કરી શકે!"

**ઈમ્લાક**—"હા, તે નાશ કરી શકે, કેમકે ગમેતેવું ચિરંજીવી હોય તોપણ, તેનો ઉપરી જે હોય તેના હાથમાં તેનું અમરપણું રહેલું હોયછે. જ્ઞાને કરીને એટલું સિદ્ધ કરી શકાય છે કે ક્ષયતાના અથવા ક્ષિણતાના અંગી કારણો અથવા નિયમોથી, તેનો નાશ થવાનો નથી. પણ એથી વધારે જ્ઞાનથી મળતું નથી, કે જેણે તેને પેદા કીધું તેનાથી પણ તેનો નાશ થવાનો નથી, તેતો વધારે ઉપરીને અધીકારછે એમ આપણે માન્ય કરવું જોઇએ."

બધી મંડળી સ્તબ્ધ થઇ વિચારમાં પડી. એટલામાં **રાસેલાસ**-બોલી ઉઠયો કે "આપણે આ મુડદાંઓની જગ્યામાંથી પાછા ચાલો. જે જાણતો નથી કે મારે કોઇ દિવસ મરવું નથી તેને આ મુએલા લોકોના સ્થાનકો જોઇ તથા જેની પ્રેરણાથી આ બધું ચાલે છે તે ચાલ્યાજ કરશે, અને જે વિચાર કરે તે હમેશાં વિચાર કર્યાજ કરશે.—તેને આ મૃત્યુલોકનાં સ્થાનકો કેવાં ભયભિત કરી નાંખશે. અસલના વખતના ડાહ્યા અને શૂરાઓ જે આપણી સમક્ષ લાંબા થઇ પડેલાછે, તેઓ, આપણને સમજાવેછે કે આ જીવતર ઘણું જુજ છે. તેઓ પણ આપણી પેઠે કદાચ સત્યમાર્ગ ઢુંઢવાના લક્ષમાં લાગેલા હશે, તેવામાંજ પાર થઇ ગયેલા હશે."

**રાજકુંવરી**.—"હવે મારૂં તો સત્ય માર્ગ ઉપરથી મંન જરા ઉઠી ગયું છે. હવે તો મારે પરલોકનું અધ્યયન કરવાનો વિચાર રાખવો છે." એમ કહીને તેઓ એ ગુફામાંથી નિકળ્યા અને રસાલાના આશ્રાથી પાછા ફેરો આવી પોહોંચ્યા.

---

## પ્રકરણ ૪૯ મું.

### પુર્ણાહુતી થઈ પણ (મનકામના) પુર્ણ થઈ નથી.

હવે નાઈલ નદીમાં રેલ આવવાનો વખત થવા આવ્યો. ક્યાટ–ક્રોમ્ઝ જોઇ આવ્યા પછી થોડે દહાડે નદીમાં પાણી ચઢવા લાગ્યું. તેથી તેઓને પોતાના ઘરમાં રહેવું પડયું. બધા દેશમાં પાણી થઇ ગયેલું તેથી તેઓને બાહાર પ્રવાસ કરવાનો કંઇ પ્રસંગ મળ્યો નહીં, અને તડાંકા હાંકવાના ભંડાર સારી પેઠે ભરેલા હતા તેથી જે સંસારમાં જુદી જુદી હાલતો તેમણે જોઇ હતી અને સુખને માટે પ્રત્યેક જણે જે નવા નુકતા રચેલા હતા તેના મુકાબલા કરીને મંન વાળતા. પેંકયુઆને તો જ્યાં પેલા આરબે આવીને રાજકુંવરીને તેણે તેને સ્વાધિન કરી હતી તે 'સેન્ટએન્ઠનિ'નો મઠ જેવી બિજી જગ્યા પસંદ પડી નહીં, માટે વિચાર કર્યો કે, એમાં ભક્તિમાન કુંવારકાઓ લાવી તેઓના અધ્યક્ષ પોતે થવું. કેમકે ઉમેદ અને કંટાળાથી તેનું મન ઉઠી ગયું હતું માટે એક જગ્યાએ નકી કરી રહેવું તે સારૂં, તેને જણાયું.

રાજકુંવરીએ નકકી કર્યું કે, દુનિયાની અંદર સર્વેમાં સારામાં સારી વિદ્યા છે, માટે બધા શાસ્ત્રો શિખી વિદ્વાન બાઇરીઓની એક પાઠશાળા સ્થાપવી, અને તેના ઉપરી પોતે થવું કે વૃધ્ધોની સોબતમાં રહીને, અને જુવાનીઆઓને શિખવીને પોતાનું જ્ઞાન મેળવી અથવા આપીને તથા આવતા જમાનાને સારૂં અગમ બુદ્ધિ અને ધર્મનિષ્ઠાના નમુના તથા દાખલાઓ ઉભા કરી પોતાનો કાળ પુરો કરવો.

રાજકુંવરને એટલી ઇચ્છા રહી કે એક ન્હાનું સરખું રાજય મેળવવું અને તેનો પોતાની જાતે ઇનસાફ કરવો અને સરકારનાં બધાં ખાતા ઉપર પોતે જાતેજ નિઘાબાંની રાખવી. પણ રાજ્યની સરહદ પોતાથી મુકરર થઇ શકી નહીં તેથી પ્રજાનો વધારો હંમેશ કર્યા કરતો ગયો.

ઇમ્લાક અને ખગોલવેત્તાએ તો સંસારમાં જેમ રહ્યા તેમ ઠીકજ છે તેમ કરી મન વાળ્યું, માટે તેમણે કોઇ એકુપણુ અંદર તરફનો માર્ગ ચલાવ્યો નહીં.

આ બધા વિચારો જે તેઓએ કર્યા તેમાં તેઓને સારી પેઠે ખબર હતી કે, તેમાંનો એકુ પણ પાર પડનાર નથી.

થોડો વખત તેઓએ જે કરવાનું હતું તેનો વિચાર કર્યો ને પછી ઠરાવ કર્યો કે, પાણી ઉતરે કે પાછા આબિસિનિયા સીધાવવું.*

---

* રાસેલાસ, નિકાયા, પેંકયુઆ, ઇમ્લાક ને ખગોલવેત્તા, એ સૌએ આબિસિનિયા જવાનો ઠરાવ કીધો ખરો, ને નિલમાતાના વિસ્તિર્ણ ક્ષેત્રમાં સધળે જળજળ કર્યું હતું તે જળ ઉતર્યા પછી પાછા ફર્યા હશે એમ વાંચનાર ધારશે, પણ તેઓ સધળાં પાછા ફર્યાં નથી; પણ બીજા વધારે શોધમાં પડયાં હતાં.. ડીનારબસ નામની સ્ત્રીએ તે પછીનું વૃતાંત લખ્યું છે, જે ડા. જાન્સનની સખી હતી.

